should each have something to say" जैन और सिक्खधर्मको भी अपना २ मत कहना चाहिये। यदि हम दुनियांमें जैनमतके गौरवको प्रगट करना चाहते हैं तो यह बड़ा ही अमूल्य अवसर है। गांधी वीरचन्द राघवजी समान किसी विद्वान्को भेजनेका उपाय जैनसमाजको उचित है।

४—धर्मप्रचारके लिये विद्यालयोंके द्वारा अनेक विद्वान् व्याख्याता, ग्रंथ प्रकाशक और अनुवादक तयार करनेकी आवश्यक्ता है। इसलिये जो २ विद्यालय इस समय जैन समाजमें हैं उनको ध्रुव कर देना चाहिये, ताकि उनके उखड़ जानेका कभी किसी तरहका भय न रहे। स्याद्वाद महाविद्यालय काशी, ऋषभ ब्रह्मचर्याश्रम हस्तिनापुर व जैनसिद्धान्त पाठशाला मोरैना बहुत ही नाजुक दशामें हैं—द्रव्यकी चिन्तासे प्रतिदिन ग्रसित हैं। इनके खर्चके योग्य चिरस्थाई रकम करके इनकी आकुलताओंको मेटना चाहिये तब और नवीन विद्यालय स्थापन करना चाहिये। पंडित गोपालदासजीने जैन सिद्धान्त सिखानेका अपूर्व प्रयत्न किया है, अब आप अतिशय निर्बल और रुग्न हैं। इनकी संस्था सदा कायम रहे और इनके मरण पीछे इनके कार्यको करती रहे ऐसा आश्वासन पंडितजीके जीवनमें ही कर देना समाजका धर्म है, अर्थात् अति शीघ्र इसको चिरस्थाई कर देना चाहिये। ग्रेजुएटोंको जैनतत्त्वज्ञान जैन सिद्धान्त पाठशाला मोरैनासे प्राप्तकर विदेशोंमें धर्मप्रचार करना चाहिये।

५—जैन जाति उन मनुष्योंके समुदायको कहते हैं जो जैनधर्मको पाले और जो विना किसी रोक टोकके धार्मिक व समाजिक विषयोंमें सब तरह हिल मिलकर रह सकें। वर्तमानमें कुल जैनजातिके भीतर यह लक्षण नहीं घटता। बीचमें मतभेद होनेके कारण इस जातिमें दिगम्बर, श्वेताम्बर, स्थानकवासी ऐसे तीन भेद इस किस्मके मौजूद हैं कि जिनके देव, गुरु और शास्त्र व धर्म क्रियाएं भिन्न २ हैं। अतएव इन सबका एक जैन जातिके ऊपर लिखित लक्षणमें मिल जाना बिलकुल असम्भव है। तथापि इस सर्व संघमें जैनत्वकी समानता है, इसलिये लौकिक उन्नति करने व समान धार्मिक हकोंकी रक्षा हिन्दू और मुसलमानोंकी अपेक्षा करने व एक साथ लौकिकशिक्षा लेने व एक साथ जीवदयाकी पुकार करने के लिये सर्व जैन संघको अपना एक बल बांधना चाहिये। और जैसे भिन्न २ भेद होने पर भी हिन्दू, मुसलमान, पारसी आदि अलग २ नेशन (जाति) हैं वैसे ही सर्व जैन समूहको एक Nation के सूत्रमें बंधना चाहिये। इस कार्यके लिये एक

"Central Jain College" सेन्ट्रल जैन कॉलेज स्थापित होना चाहिये। एक कालेजमें एक साथ शिक्षा लेकर निकले हुए ही दिगम्बर, श्वेताम्बर व स्थानकवासी छात्र परस्पर प्रेम रख सकेंगे और परस्परके तीर्थ आदि संबंधी उन तुच्छ २ झगड़ोंको जिनमें जैन समाजका लाखों रुपया अदालतोंमें पानीकी तरह व्यर्थ खर्च हो रहा है बातकी बातमें मेट सकेंगे। अविद्या और वृथा अभिमानके कारण ही इस समय श्रीशिखरजी मुकद्दमोंका अड्डा बन गया है। दोनों ओरके कुछ दूरदर्शी लोग इन झगड़ोंको आपसमें मिटाना चाहते भी हैं, परन्तु कोई उद्योग नहीं करते हैं। ये सब झगड़े उच्च विद्याके प्रचार होते ही उसी तरह मिट जायेंगे जैसे पहले मुसल्मानोंके शिया सुनियोंमें होनेवाले झगड़े अलीगढ़ मोहम्मडन कालेजके स्थापन होनेसे मिट गये हैं। आज इस कालेजका ही प्रभाव है, जिससे मुसल्मानोंकी एकता वर्तमानमें मुसल्मानोंकी तरक्की करने व उनका गौरव हिन्दुओंकी अपेक्षा भी उच्च बढ़ानेमें समर्थ हुई है।

६–यदि दिगम्बर जैन समाजकी उन्नतिके उपायोंकी ओर ध्यान दिया जाय तो इसको निचे लिखे कार्य्य शीघ्र करना चाहियेः—

(क) प्रत्येक नगर, कस्बा व ग्राममें बालक बालिकाओंके लिये जैन पाठशाला और कन्याशाला खुलनी चाहिए और एक ऐसी सभा स्थापित होनी चाहिये जो अच्छा काम करनेवाली शालाओंको व असमर्थ शालाओंको मासिक मदद देकर विद्या-साधनमें उत्तेजित करती रहे। अध्यापकोंके लिये प्रत्येक बडे २ नगरमें जैन विद्यालय व शिक्षकशाला व जैन हाईस्कूल खुलने चाहिये। इनके साथ २ छात्राश्रम भी रहें। उनमें जो विना स्वखर्चेके पढ़ें उनके लिये यह नियम होना चाहिये कि वे पढ़नेके बाद ३ वर्ष उस संस्थाकी आज्ञानुसार उचित भेट लेकर काम करें। इसी तरह श्राविकाश्रम व कन्यामहाविद्यालय भी खुलने चाहिये।

(ख) जबतक यथा आवश्यक जैन शिक्षक तय्यार न हों तब तक अजैन शिक्षक व शिक्षिकाओंसे जैन समाजद्वारा निर्धारित पुस्तकोंके द्वारा शिक्षाका प्रचार कराना चाहिये।

इन्दौरमें एक योग्य कन्याविद्यालय और श्राविकाश्रमकी आवश्यकता है। यहांकी जैन कन्याएं ईसाइयोंकी कन्याशालाओंमें जाती हैं और स्वधर्म विपरीत शिक्षा लेती हैं।

(ग) जन्म, मरण, विवाह सम्बन्धी खर्च घटा देना चाहिये। देखो, बंगाल निवासी दयाचित्ता स्नेहलताने अपने गरीब पिताको विवाह खर्चके लिये दुखी होकर अपना एक मकान गिरवी रखते हुए दे-

खकर हालमें अपना यह जीवन ही समाप्तकर डाला। कर्ज आकुलताका घर है। फर्जकी वेड़ियोंमें न पड़ कर एक २०) व २५) मासिक कमानेवाला गृहस्थ अपने सन्तानका सम्बन्ध कर सके ऐसे खर्चके नियम बनने चाहिये। मरणके पीछे विरादरीका नुकता न करना चाहिये। केवल १० व १२ सुपात्रोंको आहार दान करना चाहिये। वेश्यानृत्य करके द्रव्यको मांसाहारियोंमें फेक अपनी सन्तानोंको अनीतिकी शिक्षा न देनी चाहिये। विवाहमें विरादरीका केवल एक जीमन अगर शक्ति हो तो करना चाहिये; शक्ति न हो तो केवल निकट सम्बन्धियोंको बुलाकर काम निकालना चाहिये और आतशवाजी, आरायश लुटाना आदि आडम्बरोंसे अपनेको बचाना चाहिये।

(घ) एकताकी वृद्धिकरने व सन्तानोंके योग्य सम्बन्धकी प्राप्तिके लिये दि० जैनधर्म माननेवाली सर्व शुद्ध जातियोंको एक दूसरेकी छुई कची व पकी रसोई खानेमें परहेज न करना चाहिये, तथा परस्पर अपने बालक बालिकाओंका सम्बन्ध करना चाहिये, जैसा कि पहले भिन्न २ वंशोंमें होता था। सूर्यवंश, चंद्रवंश, हरिवंश आदि अपने २ वंशोंको कायम रखते हुए भी परस्पर सम्बन्ध कर योग्य सम्बन्ध मिलाते और एकताको बढ़ाते थे।

(ङ) गरीब कुटुम्बियोंको उद्योग धन्देमें लगानेके लिये मूल पूंजीकी सहायता करने व अन्य उद्योगमें जोड़नेके लिये प्रत्येक जिलेमें एक जैन निराश्रित सहायकफंड होना चहिये। इसके द्वारा परिश्रमी जैनियोंको व्याजपर रुपया दिया जासक्ता व बसूल भी किया जासक्ता है।

जैनियोंमें गरीबी बढ़ गई है। ग्रामीण जैनी अपने बालकोंको पढ़ा नहीं सक्ते, परन्तु पढ़ानेके लिये तरसते हैं। हम अभी सतना होकर आते हैं- वहांकी जैन पाठशालामें भरती होकर पढ़नेके लिये वहांके निकटवर्ती ग्रामोंकी अनेक चिट्ठियां आती हैं, परन्तु भोजन व रहनेके अर्थ बोर्डिङ्ग न होनेसे सतनावाले उनका कुछ भी संतोष नहीं कर सक्ते। थोड़ी असली चिट्ठियां हम लाए हैं, जिनमेंसे दो प्रगट की जाती हैं। ये चिट्ठियां दयाप्रेमी भाइयोंके चित्तोंको द्रवीभूत करनेवाली हैं और साथमें यह भी प्रगट करनेवाली है कि हमारे ग्रामवासी भाई कैसे अनपढ़ और गरीब हैं?

नकल पत्र नं. १.

"सिध श्री सतना....दुलीचंदजी.... जोग करहठीसे सिंगई परमलालकी श्री जिनेन्दकी-हमारे ईहा तीन चार लरका वास्ते पडवेके आवे तो क्या आप रष सकते है। हमारे ईहापर कोई पडानेवाला नहीं है नाहम सबमें इतनी गुजाइस है

की मास्टर रापसके हमलोग सब गरीब हैं कोई ईहा पर यैसा धनाड़ नहीं है जो ईन गरीब लरकौकी मदत करे तीसै प्याप ईनकी परवरस करे—फ० मीती असाढ वदी ९ स० १९७०॥"

पत्र नं० २.

"जोग पड़रियासे भाग चंद्रकी जुहार वंचने....हमको दो लडका पड़नेके वास्ते पठैवें तो आप लिपना हम पठे देवेंगे और पर्चे वगैरा हम नहीं दे सक्ते। आप उनके पेवे पीवेको दे सकोतो लिखना—भादो सुदी १९ सं० १९७० "

हर जगह गरीब लडकोंकी शिक्षाके लिये छात्राश्रमसहित शालाएं प्रति जिलेके नगरमें होनी चाहिये। इसके लिये हमको आफ्रिका वासी मि० करमचंद गांधीके भांति उद्योगशील होना चाहिये। अब धनके प्रवाहको विद्याप्रचारमें ही लगाना चाहिये। इन्दौरकी जैन समाजकी अनैक्यताको मिटाना चाहिये।

सारांश—अपने आत्मामें जिनधर्मकी उन्नतिके लिये ध्यानका अभ्यास व परमें जिनधर्म प्रचारके लिये उपदेशका प्रचार करना चाहिये। धर्मकी उन्नतिका यही बीज मंत्र है तथा अपनी सन्तानोंको खूब पढ़ाकर फिर गृह फंदेमें डालना चाहिये। यही जातिकी उन्नतिका बीज मंत्र है।

"जैन मित्र."



# જૈન ધર્મ શું માંગે છે?

જૈન ધર્મ શું માંગે છે?—જૈન ધર્મ વધારે પ્રચલીત થવાને હાલ કયા સાધનની જરૂર છે, એ બાબત ઘણાખરા વિદ્વાન: તેમજ સુધારકો જણાવી ચુકયા છે, પરંતુ તેને અંગે સુધારા વધારા સાથે હું મારા સ્વતંત્ર વિચાર જણાવીશ.

હાલના જમાનામાં દેહેરાસરો જોઇતા પ્રમાણ કરતાં વધારે, બાંધવાની આવશ્યકતા નથી, વધારે પ્રમાણમાં વરઘોડા કઢી પૈસા ખર્ચ કરવાની જરૂર જણાતી નથી, તેમજ સાધુ—મુનીરાજો હદથી જાદે વધારવાથી ધર્મની જાગૃતિ થાય એવી બાબતની અગત્ય નથી.

કેટલાક મહાશયોને આશ્ચર્ય લાગશે કે દેરાસર, વરઘોડા અને સાધુ શિવાય ધર્મનો ફેલાવો કેવી રીતે થઇ શકશે? વળી કેટલાક એવું પણ ધારે છે કે જેઓ એવા વિચાર (ચાલુ જમાનાને અનુસરતા)ના છે તેઓ નાસ્તિક છે અને ધર્મને નામે એક પૈસો પણ નહિ કાઢવાના બ્હાના કાઢનારા છે. પૂજા વિગેરેથી મનોનિગ્રહ થાય છે તેનું ભાન નથી, વરઘોડામાં ધર્મનો કેવો પ્રભાવ થાય છે તેનો ખ્યાલ નથી, સાધુ—મુનીરાજોથી થતા ધર્મના ફેલાવાથી અજ્ઞાત છે અને તેથી તેઓ સાધુ-મુનીરાજ (!)ના દુશ્મન થઇ વધારે સાધુ ઉત્પન્ન કરવા ના પાડે છે. તેમની આધુનિક કેળવણીએ ઉછાંછળાપણું, કાયરતા, કઠોર હૃદયના અને ઇતર લોકોના ભમાવ્યાથી ભમિત થઇ ગયા છે; માટે તેઓ સામે આપણે કાંઇપણ લક્ષ આપવું નહી અને આપણું ચાલતું આવ્યું છે તેજ પ્રમાણે કરતાં રહેવું

જુના વિચારના મહાશયો !—ઉપર દર્શાવેલા કારણોથી વિરૂદ્ધ કોઇજ નથી અને અમે પણ નથી છતાં જ્યારે તે વધુ પ્રમાણમાં થાય છે ત્યારે તે કેવું સ્વરૂપ પકડે છે તે બાબત જરા મારી વાત સાંભળો, અને જો યોગ્ય લાગે તોજ તેને હૃદયમાં સ્થાન આપો, નહિતર એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખશો !

પ્રથમ અમને નાસ્તિક ! કહો છો તે શા ઉપરથી ? શાસ્ત્રમાં જે શ્રાવકાચાર દર્શાવ્યો છે તેજ પ્રમાણે જે જૈન વર્તે તેમજ શાસ્ત્રમાં શ્રદ્ધા રાખે તેજ આસ્તિક કહેવાય છે અને તે વાત કોઇપણ સાચા જૈનના દિલબહાર નહીંજ હોય. પરંતુ સાચો જૈન (આધુનિક વિચારવાળો) ધર્મનો ખરો ઉદ્યોત કેવી રીતે થાય અને તેને જગજાહેર કેવી રીતે કરી શકાય એજ વિચારમાં પોતાનું જીવન ગુજારે છે અને તેને અંગે શાસ્ત્રોદ્ધાર જેવું યોગ્ય કાર્ય તન-મન અને ધનથી બજાવવા તૈયારજ રહે છે. આ બાબતે વિદ્યાપ્રસારક સભા, અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ, જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલયાદિ ઘણાં સારાં ખાતાંઓ જૈનોમાં નીકળ્યાં છે અને નીકળશે પણ ખરા, જેથી જૈન ધર્મના અનેક ગ્રંથો છપાઇ બહાર પડશે અને દરેક ધર્મવાળાઓને જૈન ધર્મના સિદ્ધાંતો ખરાં છે એમ સાબીત કરી આપશે.

હવે તમે (જુના વિચારના) શાસ્ત્રોદ્ધાર માટે કેવા પ્રયત્ન કરો છો તે તપાસો. સારા રેશમી કપડામાં લપેટી, ફુલ વિગેરેથી પૂજા કરી, મજબુત પેટી-પેટારામાં મૂકો છો કે જેનો ઉપયોગ ઉંદર અને ઉધઇ શિવાય કોઇ કરી શકતુંજ નથી. કહો આથી કેટલો ધર્મનો ઉદ્યોત થયો !

અમે જ્યારે વધારે પ્રમાણમાં મંદીરોની આવશ્યકતા જોતા નથી ત્યારે તમે અમારી પાસે મનોનિગ્રહની દલીલ રજુ કરો છો તો તે સાચી વાત છે, પરંતુ વિચારો કે જ્યાં પાંચ દહેરાસરની જરૂર હોય ત્યાં પચાસ કરી મુકો તો તેની પ્રક્ષાલ-પૂજા વિગેરે નિત્ય કર્મની ક્રિયાના કેવા હાલ થાય ? અને તેથી જે અશાતના થાય તેનો દોષ કોને માથે ? અગર ધારો કે દરેક દહેરાસરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે છે તો તેમાં જે ખર્ચ જોઇએ તે કરતાં વધારે થાય છે તે શા ઉપયોગનો ? આવા અનેક કારણોથી અમે એમ કહીએ છીએ કે જૂના દહેરાસરોની વ્યવસ્થા શાસ્ત્રાધારે કરો અને નવા માટે જે ઉમંગ ધરાવતા હોય તેઓએ પોતાના પૈસાનો સુવ્યય વિદ્યાદાન વગેરે બીજે રસ્તે કરવો કે જેથી દરેક મંદિરમાં નિત્યકર્મ સારી રીતે થાય, અશાતનાનો ભય ન રહે તેમજ ખર્ચ બચે એટલા માટે અમે વધારે પ્રમાણમાં દેરાસરની અગત્ય જોતા નથી.

વધારે પ્રમાણમાં વરઘોડા કાઢી તેમાં જે નાહકનો જંગી ખર્ચ કરવામાં આવે છે તેનો અટકાવ કરી તેનો ઉપયોગ કોઇ ધાર્મિક કાર્યોમાં કરવો કે જેથી અનેકને તેનો લાભ મળે અને આશિષ આપે.

હવે સાધુના બાબતમાં આપ જ્યારે અમારા ભાવાર્થનો અવળો અર્થ કરી બેઠા છો ત્યારે કહેવું જોઇએ છે કે જ્યારે વધુ પ્રમાણમાં સાધુ થવાથી તેમાંના ઘણાખરાતે શિષ્ય વૃદ્ધિના લોભમાં ! અમે તેવા મૂઢ, અજ્ઞાન, ક્રિયાહીન મનુષ્યને પોતાનો શિષ્ય બનાવી પોતાનો વંશ વધારવા લલચાય છે અને તેથીજ વધારે છે, પણ પછી તેના માઠાં ફળ શ્રાવકગણને ભોગવવા પડે છે. તેમજ ધર્મની પણ નિંદા સિવાય ઉન્નતિ થતી નથી.

આટલા માટેજ થોડા સાધુ હશે તો

તેની દરકાર નહિ, પરંતુ તેઓ પૂર્ણ શ્રદ્ધાવાન, શાસ્ત્રપ્રેમી, જ્ઞાનવાન, ક્રિયાવાન હોવા જોઇએ કે જેથી તેઓ ધર્મનો કાંઇક ફેલાવો કરી શકે. સો મૂર્ખ કરતાં એક વિદ્વાન ઘણુંજ કાર્ય કરી શકે છે.

હાલમાં અપાતી કેળવણી જો કે તમારા ધારવા પ્રમાણે હશે પરંતુ તેમાંથી તેઓને એક એ શક્તિ મળે છે કે જે અધુનિક કાળમાં જોઇતા સાધનોની ખોટ પૂરી પાડે છે અને તે સ્વતંત્ર વિચારશક્તિ છે. યાદ રાખો કે સ્વતંત્ર વિચાર સિવાય કોઇપણ નવું કાર્ય થઇ શકતું નથી. આવા સમયમાં જો તે શક્તિ ન આવી હોત તો અમે પણ તમારા (ગાડરીઆ પ્રવાહ) માફક વર્તત, અને જૈન ધર્મને તદ્દન અધોગતિએ પહોંચાડત.

આથી તમને એમજ થતું હશે અને તે યોગ્ય છે કે હાલમાં શાની જરૂર છે? જવાબમાં જ્ઞાનની.

જ્ઞાન મેળવવા માટે શાસ્ત્ર વાંચો એટલે જ્ઞાન થશેજ.

પરંતુ તે શાસ્ત્ર વાચવા જેટલી શક્તિ ક્યાં છે? કે તે વાંચી તેના અર્થ સમજી શકાય?

ત્યારે શું કરવું જોઇએ?

સાંભળો! વીરભ્રાતાઓ સાંભળો! એકાગ્રચિત્તથી મારું ટુંક વિવેચન સાંભળો! જેથી તમારો સંશય દૂર થશે. આજના વિદ્વાની હરીફાઇના સમયમાં જેનું જ્ઞાન વધારે પ્રમાણમાં પ્રસરેલું હોય છે તેજ ધર્મ વધારે ઉન્નતિમાં આવી શકે છે.

પ્રથમ આપણે જ્ઞાન મેળવવા શું કરવું તે વિચારીએ. જો આપણે શુદ્ધજ્ઞાન મેળવવું હોય તો જૈનોના વિદ્યાલયોમાં અભ્યાસ કરવો કે જેમાં સંસ્કૃત, માગધી, વર્નાક્યુલર, અને ઇંગ્રેજી ભાષા શીખવવામાં આવે છે, આથી વધુ રાજભાષાનો અભ્યાસ કરવો હોય તેમણે જૈન બોર્ડીંગમાં અભ્યાસ કરવો, જેથી શાસ્ત્રો વાંચી શકાશે તેમજ અર્થ પણ સમજી શકાય બીજાને તેનો લાભ આપી શકાશે.

આવી રીતે પોતાની જીંદગી સુખમય-પવિત્ર ગુજારી શકાશે અને પરલોકમાં પણ સુખની પ્રાપ્તિ થવા સંભવ છે. હવે સાધુ થનારા મુમુક્ષુએ ઉપર પ્રમાણે અભ્યાસ કરી ઋષભબ્રહ્મચર્યાશ્રમ જેવા આશ્રમમાં પોતાના મનની ખાતરી કરી તેમાં ઉત્તીર્ણ થવાય, તોજ ત્યાગી બનવું, નહિતર ગૃહસ્થ ધર્મમાં રહી પોતાથી બની શકે તેટલા તન-મન અને ધનથી જનસમાજના લાભાર્થે કાર્યો કરવાં.

આટલાજ માટે ચાલુ જમાનાને અનુસરતા સાધનો જેવા કે. પાઠશાળો, મહાવિદ્યાલય, બ્રહ્મચર્યાશ્રમ, ઉદાસીનાશ્રમ, બોર્ડીંગ, જૈન ટ્રેનીંગ કોલેજ, બેડિંગો, શ્રાવિકાશ્રમ, વિધવાશ્રમ, અનાથાશ્રમ, ગરીબ સહાયક મંડળ, શાસ્ત્રોદ્ધાર કાર્યાલય, સસ્તું જૈન સાહિત્ય કાર્યાલય, જૈન કન્યાશાળા, વિગેરે સ્થપાવાની જરૂર છે અને તે સર્વને જાહેરમાં લાવનાર રોજીંદુ પત્ર, અઠવાડીક પત્ર, માસીક પત્ર, ત્રીમાસિક પત્ર, વિગેરે પેપરોની અગત્ય છે. જેમાંનું કાર્ય થોડે અંશે ફળીભૂત થતું જાય છે, એ આનંદની વાત છે અને આશા છે કે એક વખતે ફરીથી જૈન ધર્મ સાર્વભૌમ થશેજ.

આવાં સત્કાર્યો માટે:—
દાની મહાશયો

તમે પણ ચાલુ જમાનાને અનુમોદન આપતા કાર્યોને ઉત્તેજન આપો! તમારા સિવાય આ જમાનામાં ધર્મનો ફેલાવો કરી શકાય તેમ નથી, માટે જરૂર તમારા પવિત્ર

હસ્તને ધર્મરૂપી અમૃતમાં લંબાવશો કે જેથી તે અમૃતફળ એકાએક હાથમાં આવી જશે. જૈન ધર્મ એક પ્રજાનો નહિ–એક દેશનો નહિ–એક કોમનો નહિ પરંતુ સર્વ પ્રજાનો–સર્વ દેશનો તેમજ દરેક કોમનો છે અને તેથીજ તેને આપણે વધારે પ્રમાણમાં ફેલાવાની જરૂર છે, અને તે ફેલાવવાના રસ્તા ચાલુ જમાનામાં નીકળેલી સંસ્થાઓ છે. જેથી તેવી અગત્યની સંસ્થાને જરૂર આશ્રય આપો અને અવિનાશી સત્ય ધર્મના અનુયાયી તરીકે માન ખાટો.

વિદ્વાનો!!

તમારા અનેક વખતના પરિચયથી લોકોમાં અંધશ્રદ્ધાનો અસ્ત થશે અને સત્ય ધર્મના હિતકારી બની ધર્મની ઉન્નતિ કરશે, માટે તમે તમારા કરતા ઉતરતા ( જ્ઞાનમાં ) વર્ગના લોકોમાં શિક્ષાનો પ્રચાર કેમ વધે એ બાબત તન–મન અને ધનથી મહેનત કરો, જેથી તમારી અવિચળ કીર્તિ જગજાહેર થશે.

ત્યાગી મહારાજ!

તમે પણ સત્ય ધર્મના રસ્તાઓ જાહેર પ્રજા સમક્ષ મુકી તેમાં લોકમત કેળવો કે જેથી તેઓ શુદ્ધ ક્રિયાવાન બની પોતાની અનંત શક્તિ ઉભય પક્ષને બતાવી શકે.

**હાલમાં** જૈન કોમમાં વાંચનનો શોખ ધીમે ધીમે વધવા લાગ્યો છે, પરંતુ જોઇએ તેવો રસ–ટેસ હજુ પડ્યો નથી કે જેથી તેઓ કીંમતી પુસ્તકો ખરીદી વાંચવાનો લાભ લે, એટલા માટે હાલમાં એવી જરૂર છે કે પુસ્તકોનો મોટા પ્રમાણમાં મફત ફેલાવો કરવો કે જેથી દરેક ગરીબ–તવંગર, વિદ્વાન–મૂર્ખ, ત્યાગી–ગૃહસ્થ સર્વે વાંચી તેનો લાભ લે અને તેનો સ્વાદ ચાખતા તેનું બંધાણ (વ્યસન) પડે કે જેથી તેઓ અનેક ગ્રંથો ખરીદી વાંચતા જરૂર બને. આ બાબત—

" દિગંબર જૈન "

માસીક પત્રે બે ત્રણ વર્ષથી પ્રશંસનીય સ્તુતિપાત્ર પ્રયાસ આરંભેલો છે, જેથી અનેક તેનો લાભ લે છે અને લેશેજ. આ વર્ષે ૧૭૦૦૦ પુસ્તકોનો મફત ફેલાવો કરવાનું સાહસ એજ પત્રે ઉપાડ્યું છે, જેથી દરેક તેવા કાર્યને ઉત્તેજન આપવાની જરૂર છે. જૈનોમાં આવી રીતના કાર્યો કરવાની દરેક સુજ્ઞ મહાશયને અરજ કરવામાં આવે છે. ઇત્યલમ્.

સુધારકોનો સાથી

આ. અ. શાહ—સુરત.



## जीवकोर व्हेने करेली व्यवस्था.

रु. १५०००)नी मीलकतनो सदुपयोग.

મરહુમ બ્હેન જીવકોરબ્હેન, તે જંબુસરનિવાસી શ૦ પ્રાણલાલ હરેલોચંદની વિધવા જે તા૦ ૧૨–૪–૧૪ના રોજે પોતાની ક્ષણીક ધનસંપત્તિનો ત્યાગ કરી મનુષ્ય જન્મ ત્યાગી પરલોક ગયાં છે, તે **વીરપુત્રી** સારી રીતે પોતાના ધર્મનું જ્ઞાન સંપાદન કરી, તે જ્ઞાનનો સદુપયોગ કરી, પોતાનું નામ અમર કરી ગયા છે, તેની નોંધ સવિસ્તર નીચે પ્રમાણે છે.

તેઓ એમ સમજતા હતા કે મ્હારે એક વખતે કાલચક્રના પંજામાં ફસાવું પડશે, એમ સમજી પોતાની મિલકતનો સદુપયોગ કરતા હતા અને અંતે પણ જ્યારે મરણ પથારીએ સુતા ત્યારે પોતાની સાવચેતીમાં પોતાનું **વીલ** (વસીયતનામું) જે ઘણી અગત્ય હોશીઆરીથી કર્યું છે, તેમાં પોતાની રૂ૧૫૦૦૦)ની

સ્થાવર જંગમ મિલકત નોંધાવી દઇ પોતાના ધર્મ તરફ અને સગાંસંબંધી તરફ નીચે મુજબ ઉદાર લાગણી દેખાડી આપી છે, તે સર્વે બ્હેનોએ અનુકરણ કરવા જેવું છે.

૧૦૦૧) શ્રાવિકાશ્રમ, મુંબાઇ
૫૦૦) અર્થ પ્રકાશીકા (તત્વાર્થ સૂત્ર)ની ટીકા છપાવવા.
૫૦૦) જંબુસરની સંસ્કૃત પાઠશાળામાં
૩૦૦) વેડચમાં ઠાલા વાડકા મુકવાને
૩૦૦) મેવાડા નાતમાં લ્હાણું કરવાને
૧૦૦) ધર્મ પુસ્તકો મુકવા જુદે જુદે સ્થળે ૪ કબાટો માટે
૧૦૦) શ્રાવક વનિતા બોધીનીનું ગુજરાતી કરી 'દિગંબર જૈન'ના ગ્રાહકોને ભેટ આપવા સારૂ
૨૦૧) પાવાગઢ તીર્થપર
૧૦૦) વેડચના દેહેરામાં ચાંદીનો બાજઠ
૧૦૦) ગરીબ દરદીઓને દવા માટે
૧૪૭) પરચુરણ દેહેરાં તથા તીર્થોમાં ભંડાર તરીકે
૫૦) હસ્તીનાપુર બ્રહ્મચર્યાશ્રમને
૫૦) જૈન ધર્મના પુસ્તકો દેહેરામાં મુકવા માટે
૫૦) શ્રાવિકાશ્રમ, મુંબઇમાં કપડાં તથા ભોજન માટે
૨૫) સોજીત્રા જૈન પાઠશાળામાં
૨૫) કરમસદ જૈન પાઠશાળામાં
૧૫) જેપુર શિક્ષા પ્રચારક સમિતીને
૧૫) બનારસ સ્યાદ્વાદ પાઠશાળા
૧૫) ફૂલકોર કન્યાશાળા–સુરત
૧૫) વનિતા વિશ્રામ–સુરત
૧૫) અમદાવાદ દિ. જૈન બોર્ડિંગ
૧૫) રતલામ દિ. જૈન બોર્ડિંગ
૧૫) જૈન સિદ્ધાંત પાઠશાળા–મોરેના

---

૩૬૫૪)

આ રકમ તેમણે નીમેલા ટ્રસ્ટીઓએ સારે ઠેકાણે વેહેંચી આપી છે અને તેની વ્યવસ્થા સારી રીતે થઇ છે તેમજ ૧૦૮૯) પોતાનાં સગાસંબંધીઓને વ્હેંચી આપ્યા છે અને સ્થાવર મિલકત હતી તેમાંથી જંબુસરમાં અને વેડચમાં ૨૦૦૦)નાં કેટલાક ખેતરો વ્હેંચી આપ્યા છે તથા ત્રણ ઘર હતાં તેમાંથી રૂ. ૪૦૦૦)નું એક ઘર પોતાની મરણ તિથિને દિવસે પૂજા પ્રભાવના અને નાતીમાં જમણ કરવા આપ્યું છે, રૂ. ૨૦૦૦)નું એક ઘર તથા દુકાન પોતાની ભત્રીજીના દીકરાને આપી છે અને દુકાનવાળા ઘરનો ઉપલો ભાગ પાઠશાળા માટે જંબુસરના મહાજનને ભેટ આપ્યો છે જે રૂ. ૨૦૦૦ નો છે, અને આશરે રૂ. ૧૦૦૦) મરણ પછીની ક્રિયામાં વપરાયા હતા. આ પ્રમાણે મરનાર બાઇએ પોતાનું મરણ સુધારી પોતાનું જીવન સાર્થક કર્યું છે. આ મુજબ અમારી કેટલીક વિધવા બ્હેનો હજારોની મિલકતવાળી હોય છે, છતાં અકાર શુન્ય હોવાથી પોતાનું જીવન અને ધન બન્નેને અયોગ્ય માર્ગે ગુમાવી જગતને ભાર રૂપ થઇ, છતે પૈસે જેમ તેમ જીંદગી ગુજારે છે અને પાછળથી સગાસંબંધીઓ મીલકત પચાવી પાડે છે તેમણે આ બાઇનું અનુકરણ કરી શ્રાવિકાશ્રમ કે સત્સમાગમ કરી જ્ઞાન–વૈરાગ્ય ગ્રહણ કરવાને પાત્ર બનવું જોઇએ.

સમાજ સેવિકા,
મગનબ્હેન (મુંબઇ).

---

इस वर्षके ग्राहकोंको हिंदी–गुजराती १० पुस्तकें उपहारमें मिलती है।

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक.

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

नमः श्री वर्द्धमानाय निर्द्धूतकलिलात्मने।
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते॥

वर्ष ७ मुं.] वीर संवत २४४०, अषाढ. विक्रम सं. १९७०. [अंक ९ मो.

## संपादकीय वक्तव्य.

वर्षनी त्रणे ऋतुओ शियाळो, उन्हाळो अने चोमासु पैकी

चातुर्मासनुं कर्तव्य. वर्षाऋतुना चार महिना एवा छे के जे दिवसोमां दरेकने घणु करीने फुरसद होय छे कमके आ ऋतुमां जळवृष्टिने लीधे पृथ्वी नरम थवाथी जीवमयी थइ जाय छे तेथी आ महिनामां लग्न, प्रतिष्ठा, रथोत्सव वगेरे कार्यो थतां नथी, जेथी व्यापार धंधाथी पण दरेकने फुरसद होय छे. वळी आपणा घणा व्रतो जेवा के अष्टानिका, दशलक्षणिक, रत्नत्रय, वगेरे त्रणे ऋतुमां पाळवाने शास्त्रकारोए फरमावेलुं छे, छतां पण ते मानवीनो खास रिवाज आ ऋतुमां पडी जवानुं कारण पण चोमासाना फुरसदना दिवसो होवाने लीधेज छे. हवे आ ऋतुमां आपणा त्यागी, मुनि, ब्रह्मचारी, भट्टारको, वगेरे विहार न करतां चार मास एकज स्थळे निवास करे छे, जेमां ज्यां ज्यां ब्रह्मचारीओ, मुनिओ अने त्यागीओए चातुर्मास करेलो होय छे त्यां तो श्रावकोने सांज सवार उपदेश अपाय छे. पण आपणा गण्या गांठ्या आधुनिक भट्टारको द्वारा चातुर्मासमां पण पुरेपुरो उपदेश अपातो होय एम अमारा जाणवामां नथी, जे अति शोचनीय बीना छे.

❦ ❦ ❦ ❦

हवे आ महिनाओमां फुरसद होवाथी दरेके आ दिवसो एशआराममां निरर्थक न गाळतां जेटलो वखत बनी शके तेटलो धर्मध्यानमां गाळवो जोइए. त्यागी मुनि तो मात्र गणत्रीनां स्थानोए हशे, अने त्यां तो उपदेश मळवानुं साधन छे पण ज्यां त्यागी,

સ્થાવર જંગમ મિલકત નોંધાવી દઇ પોતાના ધર્મ તરફ અને સગાંસંબંધી તરફ નીચે મુજબ ઉદાર લાગણી દેખાડી આપી છે, તે સર્વે બ્હેનોએ અનુકરણ કરવા જેવું છે.

૧૦૦૧) શ્રાવિકાશ્રમ, મુંબાઇ
૫૦૦) અર્થ પ્રકાશીકા (તત્વાર્થ સુત્ર)ની ટીકા છપાવવા.
૫૦૦) જંબુસરની સંસ્કૃત પાઠશાળામાં
૩૦૦) વેડચમાં ઠામ વાડકા મુકવાને
૩૦૦) મેવાડા ન્યાતમાં લ્હાણું કરવાને
૧૦૦) ધર્મ પુસ્તકો મુકવા જુદે જુદે સ્થળે ૪ કબાટો માટે
૧૦૦) શ્રાવક વનિતા બોધીનીનું ગુજરાતી કરી 'દિગંબર જૈન'ના ગ્રાહકોને ભેટ આપવા સારૂ
૨૦૧) પાવાગઢ તીર્થપર
૧૦૦) વેડચના દેહેરામાં ચાંદીનો બાજઠ
૧૦૦) ગરીબ દરદીઓને દવા માટે
૧૪૭) પરચુરણ દેહેરાં તથા તીર્થોમાં ભંડાર તરીકે
૫૦) હસ્તીનાપુર બ્રહ્મચર્યાશ્રમને
૫૦) જૈન ધર્મના પુસ્તકો દેહેરામાં મુકવા માટે
૫૦) શ્રાવિકાશ્રમ, મુંબઇમાં કપડાં તથા ભોજન માટે
૨૫) સોજીત્રા જૈન પાઠશાળામાં
૨૫) કરમસદ જૈન પાઠશાળામાં
૧૫) જેપુર શિક્ષા પ્રચારક સમિતીને
૧૫) બનારસ સ્યાદ્વાદ પાઠશાળા
૧૫) ફૂલકોર કન્યાશાળા-સુરત
૧૫) વનિતા વિશ્રામ-સુરત
૧૫) અમદાવાદ દિ. જૈન બોર્ડિંગ
૧૫) રતલામ દિ. જૈન બોર્ડિંગ
૧૫) જૈન સિદ્ધાંત પાઠશાળા-મોરેના

---

૩૬૫૪)

આ રકમ તેમણે નીમેલા ટ્રસ્ટીઓએ સર્વે ઠેકાણે રોકડી મોકલી આપી છે અને તેની વ્યવસ્થા સારી રીતે થઇ છે. તેમજ ૧૦૮૯) પોતાના સગાંસંબંધીઓને વ્હેંચી આપ્યા છે અને સ્થાવર મિલકત હતી તેમાંથી જંબુસરમાં અને વેડચમાં ૨૦૦૦) નાં કેટલાંક ખેતરો વ્હેંચી આપ્યા છે તથા ત્રણ ઘર હતાં તેમાંથી રૂ. ૪૦૦૦)નું એક ઘર પોતાની મરણ તિથિને દિવસે પુજા પ્રભાવના અને ન્યાતીમાં જમણ કરવા આપ્યું છે, રૂ. ૨૦૦૦)નું એક ઘર તથા દુકાન પોતાની ભત્રીજીના દીકરાને આપી છે અને દુકાનવાળા ઘરનો ઉપલો ભાગ પાઠશાળા માટે જંબુસરના મહાજનને ભેટ આપ્યો છે જે રૂ. ૨૦૦૦ નો છે, અને આશરે રૂ. ૧૦૦૦) મરણ પછીની ક્રિયામાં વપરાયા હતા. આ પ્રમાણે મરનાર બાઇએ પોતાનું મરણ સુધારી પોતાનું જીવન સાર્થક કર્યું છે. આ મુજબ અમારી કેટલીક વિધવા બ્હેનો હજારોની મિલકતવાળી હોય છે, છતાં અક્કલ શુન્ય હોવાથી પોતાનું જીવન અને ધન બન્નેને અયોગ્ય માર્ગે ગુમાવી જગતને ભાર રૂપ થઇ, છતે પૈસે જેમ તેમ જીંદગી ગુજારે છે અને પાછળથી સગાંસંબંધીઓ મીલકત પચાવી પાડે છે તેમણે આ બાઇનું અનુકરણ કરી શ્રાવિકાશ્રમ કે સત્સમાગમ કરી જ્ઞાન-વૈરાગ્ય ગ્રહણ કરવાને પાત્ર બનવું જોઇએ.

સમાજ સેવિકા,
મગનબ્હેન (મુંબઇ).

---

रोनी रोकड सीलक होवा छतां जोईतां शास्त्रो होतांज नथी अने कोई मफतमां मुकी जाय तोज संग्रह करवानुं शीखी बेठा छे. आवी अनेक मंदिरोनी स्थीति अमे नजरोनजर जोयली छे. जो जैन धर्मने जाणवावाळा हशे, तोज मंदिरोनो उपयोग थशे, माटे जिनवाणी मातानो लाभ श्रावकोने आपवा माटे मंदीरना भंडारना नाणांनो उपयोग जेटलो वधु थइ शके तेटलो करवानी जरुर छे. सामटी आवक एकठी करी व्याज वधार्याज करवुं, तेथी कांई भंडारना नाणांनो सदुपयोग कर्यो कहेवाय नहि, पण मुडी कायम राखी तेनी आवक दरवर्षे मंदीरना सुधारा वधारामां तथा शास्त्रभंडार वधारवाने खर्चवामां आवे, तोज ते नाणां आपनारनां नाणांनो सदुपयोग थयो कहेवाय. वळी आपणुं सद्भाग्य छे के जे ग्रंथ सो–पचास रुप्या खरचतां मळतो नहोतो ते आजे बे पांच रुप्यामां मळी शके छे, ते यंत्रकळानीज बलीहारी छे (अने जेओ यंत्रकळानी विरुद्ध पडी शास्त्रो छपाववानी मना करवानो नाहकनो ममत लइ बेठा छे, तेओ तद्दन भूले छे अने तेमनाथी जैनधर्मनी उन्नति कदी पण थवानी नथी.) माटे दरेकने स्वाध्याय करवानी सगवड करवाने जे जे मंदीरोमां जे जे शास्त्रो न होय ते घरनां नाणांथी नहि, तो भंडारना नाणांथी बहार पडेला दरेक ग्रंथनी एकेक प्रत अवश्य मंगावीने संग्रह करवो जोइए. खास करीने 'सनातन जैन ग्रंथमाला' अने 'आदी पुराण' ना ग्राहक तो दरेक देहेरासर तरफथी थवानी जरुरज छे.

✤ ✤ ✤ ✤

वळी एटलुं तो नक्की छे के दरेक कार्य नियम वगर बराबर थइ शकतुं नथी, माटे जेने स्वाध्याय ( रोज शास्त्र वांचवा ) नो नियम न होय, तेमणे ते लेवानी जरुर छे. जो रोज पांच दश मीनीट के ०। कलाक नियमपूर्वक शास्त्र स्वाध्याय करवामां आवे, तो धीमे धीमे बधांज शास्त्रो वांची शकाशे, जेथी स्वाध्यायनो नियम लेवानी अतीव आवश्यक्ता छे एम अमो अनुभवपूर्वक खात्रीथी कहीए छीए.

✤ ✤ ✤ ✤

आ वर्षना ग्राहकोने हिंदी तेमज गुजराती भाषाना आ वर्षनी भेटो. १० पुस्तको भेट अपानार छे, तेमांना बे मोटा हिंदी ग्रंथो ग्राहकोने मोकलाई चुक्या छे जे जोवाथी वांचकोने जणायुं हशे के 'श्री श्रीपाल चरित्र'–ग्रंथ स्वर्गस्थ शेठ प्रेमचंद मोतीचंदना स्वर्गवासी मातुश्री रुपाबाईना स्मरणार्थे तेमनां पुत्रवधू चंपाबाई तरफथी वेंचायो छे, तेमज जंबूस्वामीचरित्र–ग्रंथ अमारी स्वर्गवासी व्हेन नानीव्हेनना स्मरणार्थे अमारा पिताश्री तेमज नानीव्हेननां सासरीयांनी संयुक्त मददथी

वंचवामां आवेलो छे. आ बन्ने ग्रंथो केवा रसीला, बोधदायक अने शास्त्रीय छे ते अथथी इति सुधी वांची जवाथी वांचकोने जणाशेज एटले ते संबंधी विधु लखवानी अत्रे जरुर नथी, पण एटलुं जणाववानी आ स्थळे जरुर जणाय छे के हवे अमारा गुजरातना भाईओनुं लक्ष शास्त्रदान तरफ वधु ने वधु दोरवातुं जाय छे, जेथी आजसुधीमां अमो शास्त्रदाननो जेटलो लाभ आपी शक्या छीए तेथी पण घणो भारे लाभ भविष्यमां आपवाने शक्तिवान थईशुं, पण तेमां हवे वधु सगवड थवानी जरुर ए छे के "दिगंबर जैन" नी ग्राहक संख्या दिन प्रतिदिन वधतीज जाय छे, जेथी भेटना ग्रंथोनी संख्या लगभग २००० कढाववी पडती होवाथी हवे नानुं पुस्तक पण १००)-५०) रुप्या सिवाय थई शकतुं नथी, तेम गुजराती करतां हिंदी वांचकोनी संख्या तो एटली वधती जाय छे के हिंदी भाषाना लेखो तेमज हिंदी भाषाना भेटना ग्रंथो वधु प्रमाणमां आपवानी हवे जरुर छे, पण अमारे एक तरफथी खुशी जणाववी पडे छे के गुजरातना भाईओ तरफथीज शास्त्रदान माटेनी रकमो आज सुधीमां मळती रही छे, त्यारे दिलगीरी साथे जणाववुं पडे छे के हिंदी वांचको तरफथी शास्त्रदान माटेनी एक पण रकम मळीज नथी, माटे हवे अमो हिंदी वांचकोनुं ए तरफ लक्ष खेंची सूचना करीए छीए के मृत्युना स्मरणार्थे के शुभकार्यमां खुशालीमां कढाती रकमोनो शास्त्रदान तरीके उपयोग करवा माटे ते रकम 'दिगंबर जैन' ऑफिसे मोकलवी जोइए, जेथी घेर बेठां वगर महेनते अने वगर पोस्टेजे आखा हिंदुस्तानमां गामे गाम हजारो धर्मपुस्तकोनो फेलावो थइ शकशे.

❦ ❦ ❦ ❦

**ઑનરરી ઉપદેશકોની આવશ્યકતા.**

પાલીતાણામાં થઇ ગયેલી આપણી કોન્ફરંસમાં એક એવો ઠરાવ થયો છે કે જે કોઇ ભાઇ ઑનરરી ઉપદેશક તરીકે કાર્ય કરવા તૈયાર થાય, તેમને કોન્ફરંસ તરફથી ગાડીભાડું વગેરે આપવું. એ ઠરાવથી એક રીતની સગવડ થઇ છે, પણ તેનો લાભ હજી કોઇએ લીધેલો જણાયો નથી. હવે તો ચોમાસાના દિવસો આવી લાગ્યા છે, જેથી ઘણા ભાઇઓને વ્યાપાર ધંધાથી ફુરસદ હશે તેમાંથી ધર્મના જાણકાર તથા ભાષણદ્વારા ઉપદેશ આપી શકે તેવા ભાઇઓએ આગળ આવી, આ ઑનરરી ઉપદેશક તરીકે જૈનજાતિની સેવા બજાવવાની જરૂર છે. જ્યારથી ઉપદેશક ખાતું બંધ પડ્યું છે અને જાણીતા ઉપદેશક માસ્તર દીપચંદજીના ઉપદેશનો લાભ બંધ થયો છે, ત્યારથી ગુજરાતમાં ઉપદેશના વાંધા પડે છે, કેમકે ત્યાગી, બ્રહ્મચારી તો કોઇજ વખતે આવે છે અને ગણતી ભટ્ટારકો તો ગામ સ્ત્રી સિવાય બીજા બધા સંસારીક પરીષહને લીધે ફુરસદ ન મળવાથી ભાગ્યેજ ઉપદેશ આપતા હશે, તેથી ગુજરાતમાં વધુ નહિ તો એકપણ ઑનરરી ઉપદેશક કરવાની જરૂર છે અને એ તરફ ગુજરાતના એક ઉત્સાહી બંધુ હાથીભાઇ માણેકચંદનું અમો ખાસ લક્ષ ખેંચીએ છીએ.

—>>❀<<—

## जैन समाचार संग्रह।

अष्टानिकानी शरुआतः—आ वखते अष्टानिकामां एक दिवस ओछो आवे छे, जेथी अष्टानिकानी शरुआत सुद ८. थी नहि, पण अखाड सुद ७ (मंगलवार) थी करवानी छे.

....ब्रह्मचर्याश्रमना थनारा श्रमणने लगतो आ अंकमां अपायलो हिंदी लेख दरेकने वांचवा माटे भलामण करवामां आवे छे.

त्यागी आनंदालालजीनुं चातुर्मासः—श्रीमान् त्यागीजी आनंदीलालजी महाराज हाल एक मास थयां पादरा (वडोदरा) मां छे अने चोमासुं अत्रेज करवानुं नक्की थयुं छे, जेथी वडोदरा प्रांतना भाइओने त्यागीजीना दर्शन अने उपदेशनो लाभ लेवा अमो खास आग्रह करीए छीए.

पाठशाला स्थपाइः—महुवा (काठीयावाड) मां जेठ वद ४ ने दीने राजकोटवाळा जेचंदभाई गोपालजी वगेरे तरफथी श्वे. स्था. पाठशाळानी स्थापना, न्यायाधीश केशवजी हरीभाइना प्रमुखपदे थई हती.

जैनविधिथी लग्न अने अनुकरणीय ठरावोः—चोधेगांवनिवासी बळवंत बापूराव क्षीरसागरना प्रयासथी जेठ सुद ९ ने दीने कर्जतवोडखे (अहमदनगर) मां मीरजगांवकर शांतिनाथ घोंगडेना पुत्रना लग्न जैनविधिथी थया उपरांत तेमणे रु. १७) चोधेगांवना मंदीरमां भेट आप्या हता. आ प्रसंगे १७५ सेतवाळ भाइओ हाजर हता तेमणे जैनविधिथी लग्न करवानो, कन्याविक्रय न करवानो अने जो कोई करे तो कन्याना पैसा आपनार अने लेनार बन्नेनो ज्ञातिव्यवहार बंध करवानो तथा लग्न समये वरनी उमर ओछामां ओछी १७ अने वधुनी उमर ओछामां ओछी १० नी राखवानो पाको ठराव थयो हतो. वळी सुद १२ ने दीने शेवगांवमां पण एक लग्न जैनविधिथी थतुं हतुं.

'जैन प्रदीप' की जमानत वापीसः—देवबंद (सहारनपुर) से प्रकट होता हुवा पाक्षिक पत्र "जैन प्रदीप" की जमानतका ५००) सम्पादक बाबू ज्योतिप्रसादजीकी दरखास्तसे वापिस मिल गया है। बड़ी खुशीकी बात है।

भोपालमां नाथूरामजी कठनेराए पोताने त्यां लग्न प्रसंगे कुदेवपूजन, फटाणां, गीतो, वैश्यानृत्य, आतशबाजी, फुलवाडी वगेरे सर्वे मिथ्यारिवाजोने तिलांजली आपी जैनविधिथी लग्न करी मंदिरमां पंचकल्याणक पूजन कर्युं हतुं.

ललितपुरनी पाठशालानी उन्नतिः—अभिनंदन दि. जैन पाठशाला (ललितपुर) ने वर्ष थयां स्थपायली छे, जेमां संस्कृत साथे अंग्रेजी अने हिंदीनुं शिक्षण २४ विद्यार्थीओ उत्तम रीते लई रहेला छे. आ

वर्षे एमांथी बनारसनी संस्कृत कोलेजमां प्रथम परीक्षामां बेठेला ९ विद्यार्थीमांथी ४ पास थया छे, आ जिल्लाना विद्यार्थीओए आ पाठशालानो लाभ अवश्य लेवो जोइए. मंत्री बाबू दयाचंदजी गोयलीय बी. ए. छे.

मुंगावलीमां गीरवरदासजीना बे पुत्रोना नामकर्म संस्कारविधि अने बहिर्यान क्रिया गया मासमां जैनविधिथी थई हती जेमां २००) स्त्री पुरुषो एकत्रित थयां हतां.

पंडितकी आवश्यक्ता:-गोमटसारजी तक पढ़ा सके, ऐसा संस्कृतका जानकार पंडितकी आवश्यक्ता है। वेतन ५०) मासिक तक। दरखास्त निम्न पतेपर भेजना-नेमीदास वकील, हाईकोर्ट, सहारनपुर।

राजगृहीमां धर्मशाळा:-शेठ विनोदीराम वालचंदजी (झालरापाटण)ए राजगृहीमां धर्मशाळा बांधवा रु.८००)नी जमीन लइ आपेली छे ने तेपर बांधकाम करवा हाल रु. २०००) तीर्थक्षेत्र कमीटीने मोकली आप्या छे, जेथी धर्मशाळानुं कार्य शरु थयुं छे. अने वधु खर्च थशे ते पण आ शेठ तरफथी आपवामां आवनार छे. वळी आ शेठ तरफथी मोरेनानी जैन सिद्धांत पाठशालामां एक कोटडीनो खर्च अने तेना आगला भाग माटे वधु रु. १००) मोकलवामां आव्या छे.

भारामनगरमां असाड सुद ८ ने दीने पंचकल्याणक उत्सव सहित बिंबप्रतिष्ठा थनार छे.

अध्यापिकाकी आवश्यक्ता:-जैन कन्याशालाके लिये सुशील, अच्छी पढ़ी लिखी अध्यापिकाकी आवश्यक्ता है। वेतन मासिक १९ से १८ तक। पत्रव्यवहार-मंत्री जैन कन्याशाला, फिरोजपुर छावणी।

जैनविधिथी लग्न अने दान:-कुचामन (जोधपुर)थी मोहनलाल वडजात्या जणावे छे के अत्रे मुन्शी गोविंदरामजीना पुत्रना लग्न जेठ सुद ७ ने दीने भारे ठाठथी पं. जीनेश्वरदासजी द्वारा जैनविधिथी थया हता, जे प्रसंगे वेश्यानृत्य, आतशबाजी वगेरे हानिकारक रिवाजोने तिलांजली आपवामां आवी हती अने रु. ४२२) मंदिरमां, रु. ५१) तेरापंथी मंदिरमां तथा रु. १००) अत्रेनी जैन पाठशाळामां गोविंदरामजीए आप्या हता. वळी आ प्रसंगे पं. गोपालदासजी, कुंवर दिग्विजयसिंहजी वगेरेने व्याख्यानो आपवाने तेडाव्या हता, पण तेओ पधारी न शकवाथी तेम बनी शक्युं नहोतुं. गोविंदरामजीने जैनविधिथी लग्न करवानो एटलो दृढ विचार हतो के आ अगाउ पोताना प्रथम पुत्रना लग्न जैनविधिथी करवा माटे जोधपुरथी परवानगी लाववी पडी हती तेमां एमणे रु. १०००) खर्च थयो हतो, पण आ वखते तो आनंदथी कार्य थयुं हतुं.

झांसीमां ऐलक चंद्रसागरजी अने धर्म प्रभावना:-चैत्र मासमां झांसीमां श्रीमान्

त्यागीजी ऐलक चन्द्रसागरजीना पधारवाथी अनेक समाओ अने पूजन-उत्सव थतां हतां जेथी त्यां पंचमां जे कजीयो हतो, तेनुं समाधान थयुं छे तथा पाठशाळा खोलवा माटे रु. ३९) मासिकनी टीप सात वर्ष माटे थइ छे. आ प्रसंगे झांसीना भाइओनो उत्साह घणोज सारो हतो.

• कोसीकलॉंमां ब्र० शीतलप्रसादजी अने सुधारो--कोसीकलॉं (मथुरा)मां गत मासमां ब्रह्मचारी शीतलप्रसादजीना पधारवाथी अनेक सभाओ थइ हती जेथी त्यां लग्न प्रसंगना केटलाक कुरिवाजो बंध करवानो ठराव थयो हतो. स्त्री सभा थइ हती जेमां स्त्रीओए स्वाध्याय अने नित्य पूजनना नियमो लीधा हता तेमज बे जाहेरसभाओ थइ हती, जेमां जैन अजैन मळी ५०० नी संख्या हाजर हती तथा स्याद्वाद महाविद्यालय ( बनारस ) माटे रु. २००) नी टीप थई हती.

विना मूल्य औषध:—जाड़ेके बुखार और खांसीको शर्तिया एक दिनमें दूर करनेवाली स्वदेशी दवा पोस्टेज आदि के लिये चार आनेकी टिकट भेजनेसे फसल भरके लिये मुफ्त बांटनेवालोंको भेजते है। जैन पाठशाला, बोर्डिंगहाउस तथा जैन तीर्थोंकी मांग आनेपर अपने पाससे पोस्ट खर्च करेंगे किन्तु सबको फसलके अंतमे आराम होनेवालोंकी संख्या भेजना पड़ेगी। मिलनेका पता—मुंशी लटूरमल जैनाग्रवाल, आरोग्यरक्षक कार्यालय, कोसीकलॉं ( मथुरा )।

बोर्डिंगो अने तीर्थोना कार्यवाहकोने सूचना:—जे जे बोर्डिंग अने तीर्थ उपर 'दिगंबर जैन' विना मूल्ये मोकलवामां आवे छे, तेना कार्यकर्ताओए बहार पडेली त्रण भेटो ( श्रीपालचरित्र, जंबूस्वामी चरित्र अने कुंदकुंदाचार्य चरित्र ) पोस्टेज खर्च माटे दोढ आनानी टिकीटो बीडीने तरत मंगावी लेवी, नहि तो पछी सीलकमां न रहेवाथी मळी शकशे नहि.

पारितोषिक वितरण उत्सव:-कलकताकी जैन धर्म प्रबोधिनी पाठशालाके छात्रोंको पारितोषिक वितरण करनेके लिये बड़ी भारी सभा श्रीमान् रायबहादुर पं. शेठ मेवारामजीके सभापतित्वमें हुई थी, जिसमें शेठ परमेष्टीदासजी, रायसाहब द्वारकाप्रसादजी, पं. बलदेवदासजी, बाबू छेदीलालजी, बाबू दयाचंदजी, बाबू बिरधीचंदजी, बाबू रामजीवनदासजी के अतिरिक्त अन्य धर्मावलंबी प्रतिष्ठित विद्वानोंभी उपस्थित थे। सभापति शेठ मेवारामजीने विद्यार्थीओंको क्षत्रचूडामणी, सुक्तमुक्तावली, ग्रहस्थधर्म आदि ( छपी ) पुस्तकें वितरण की थी। फिर सभापतिने १॥ घंटे तक प्रभावशाली व्याख्यान दिया था, जिसमें कहा कि—जैन धर्म निष्पक्ष धर्म है। इसके जितने आचार्य हुए हैं उन सबने इसकी निष्पक्षताको बढ़ाया है और

अपने उत्तम विचारोंसे करोड़ों ग्रंथ लिखे हैं, परन्तु शोक है! हमारे वे सर्व ग्रन्थ कोठोंमें पड़े पड़े सड़ गये–गल गये और दीमकोंके भक्ष्य हो गये, परन्तु हम लोगोंने उनका उद्धार करनेका कुछभी उपाय नहिं किया। करें कैसे! अविद्या महाराणीसे तो समाज पूर्ण ग्रसित है। यही कारण है कि हम सब एक होते हुए भी अनैक्य हैं और ऐक्य होनेकी कुछभी कोशिश नहीं कर रहे हैं। जैनियों! यह बड़े शोककी बात है। अब भी कुछ चेतो और सर्व मिलकर जिनवाणी माताके साहित्यको सर्व साधारणके समक्ष बाहुल्यतासे प्रकाशित कर दो इत्यादि।"

छिन्दवाडामां सर्व धर्मोनी सभा:–छिन्दवाडाना धर्म संमेलननो त्रीजो वार्षिकोत्सव ता. १० थी १४ मी मेए डेप्युटी कमीशनर शंकररायना प्रमुखपणा नीचे थयो हतो, जेमां बधा धर्मोना पंडितोए पधारी जुदा जुदा धर्मो उपर अपूर्व व्याख्यानो आप्यां हतां तेमां जैनो तरफथी श्रीमान् कुंवर दिग्विजयसिंहजी तथा पं. मख्खनलालजीए 'जैन धर्म' अने 'स्याद्वाद' उपर बे बे त्रण त्रण कलाको सुधी व्याख्यानो आप्यां हतां. वेदमार्गी, ख्रीस्ती, मुसलमान विद्वानोनां पण भाषणो दारुदा दलीलो साथे लेवाणथी थयां हतां. आ मुजब दरेक स्थळे सर्व धर्मोनी भेगी सभाओ भरावानी जरुर छे.

श्रीगजपंथाजी तीर्थना प्रबंध माटे ११ गृहस्थोनी मेनेजींग कमीटी नीमाई छे, जेमां प्रमुख शेठ रावजी नानचंद सोलापुर अने मंत्री शेठ हीराचंद अमीचंद शाह नीमाया छे, आ कमीटीमां दानवीर शेठ माणेकचंदजी, ब्र. शीतलप्रसादजी, शेठ वालचंद रामचंद वगेरेनां नामो पण जोवामां आवे छे.

लग्न अने दान:–गुजोटीवाळा शेठ गुलाबचंद रेवचंदे पोताना पुत्रना लग्न वैशाख मासमां जैनविधिथी करी रु. २००) औषधालय, श्राविकाश्रम, बोर्डिंग, पाठशाळा वगेरेमां दान तरीके मोकली आप्या हता.

बत्रीना (झांसी) मां जैन पाठशाळा स्थपाइ छे.

परीक्षालय तरफनी परीक्षा:–मुंबाई दि. जैन परीक्षालय तरफनी परीक्षा श्रावण वद ८ ने दिने लेवामां आवनार छे माटे आ परीक्षामां बेसनार विद्यार्थीओए नीचेने स्थळेथी फोर्म मंगावीने ते तरत भरीने मोकली आपवां:–श्रीयुत् रावजी सखाराम दोशी, मंत्री दि. जैन परीक्षालय–सोलापुर.

**'दिगंबर जैन' नी छ भेटो:–** आ वर्षना ग्राहकोने अपानारी १० भेटो पैकी ६ भेटो सर्व ग्राहकोने नीचे मुजब मोकलाइ चुकी छे अने बाकीनी चार भेटो हवे पछीना अंकोमां आमो मास सुधीमां अवश्य रवाना थशे.

पहेली भेट-श्री कुंदकुंदाचार्य चरित्र, चोथी भेट-श्री श्रीपाल चरित्र (हिंदी), अने छट्ठी भेट-जम्बूस्वामी चरित्र (हिंदी) जेठ वद २ उपर सर्व ग्राहकोने जुदा बुकपोष्टथी रवाना करवामां आवी छे.

बीजी भेट-श्राविकाबोध स्तवनावली वैशाख मासना अंक साथे मोकली छे. त्रीजी भेट-आपणे आपणी स्थीतिमां शुं संतोप राखवो जोइए ? ए भेट आ अंक साथे मोकलवामां आवी छे. पांचमी भेट-'खोराक अने तंदुरस्ती' जेठना अंक साथे मोकलवामां आवी छे, जे सर्व ग्राहकोए संभाळी लेवी अने बेसमजने लीधे भेटो संबंधी वारंवार उघराणीना पत्रो लखवाने तस्दी लेवी नहि. आसो मास सुधीमां बधी १० भेटो अवश्य मळशेज.

पंचांग मफतः-'दिगंबर जैन' नुं वीर सं. २४४० नुं सचित्र जैन पंचांग थोडीक मतो सीलकमां छे माटे पाठशाला, बोर्डिंगो, तीर्थो, लायब्रेरीओ, जाहेर संस्थाओ वगेरे जे कोई पोस्टेज माटे अडधा आनानी टीकीट मोकले तेमने मफत मोकलवामां आवे छे, माटे जरुर होय तेमणे सत्वर मंगावी लेवुं.

केशलोचः-त्यागीजी ऐलक चंद्रसागरजी अषाड सुद २ ने दीने सोनागीरीमां केशलोच करनार हता.

जैन हुन्नरउद्योगशाळाः-अजमेरमां स्थानकवासी जैन भाईओ तरफथी हुन्नर उद्योगशाळानी स्थापना थई छे, जेमां घणा धंधा अने हुन्नरोनुं ज्ञान आपवामां आवनार छे तथा रहेवानी पण सगवड करवामां आवी छे.

विवाह समय दानः-लश्करसे शाह फूलचंदजी सूचित करते हैं कि इधर शेठ सूरजमलजी गोधाके पौत्रका विवाह गत वैशाख मासमें हुआ। शेठ साहबने वेश्या-नृत्य आदि फिजुल खर्च बंद करके नीचे मुजब दान किया । बरात बड़ोदा (अलवर) में शेठ चन्दूलालजीके यहां गई थी । ४०१) जैन मंदिर बड़ोदा, ९०) लश्कर जैन मन्दिर और शेष जीवदया विभाग, लायब्रेरी, श्राविकाश्रम, सिद्धांत पाठशाला आदिमें मिलकर रु. ९००) दान किया । इस हर्षमें लश्करके जैन भाईओंसे आवश्यकीय प्रार्थना यह है कि उक्त शेठ साहब लश्करके दि. जैनीयोंमें मुखीया पंच है इस लिये अब आगेसे सर्व भाईयोंको उचित है कि अपने यहांके हरेक विवाहमें शेठ साहबका अनुकरण कर वेश्या-नृत्यादि फिजूल खर्च बंद करके अपनी२ शक्ति अनुसार विद्यादानादि कार्योमें रुप्या व्यय करें ताकि यश और पुण्यके भागी हो । श्रुतपंचमी महोत्सव भी इधर अच्छी तौरसे हुआ था और ता. १३ जूनको सभा हुई थी जिसमें पं. गीरधारीलालजी, बाबू मोहनलालजी और मेरा विद्याप्रचार, सप्तव्यसन त्याग, जिनेंद्रभक्ति आदि विषयोंपर व्याख्यान हुआ था ।



## स्वीकार–समालोचना.

रुपिणी:–लेखक अने प्रकाशक दत्तात्रय भिमाजी रणदिवे, वर्धा. किं. छ आना. आ मराठी भाषाना पुस्तकमां श्रेणिक पुराणना एक भागनुं भाषांतर करेलुं छे, जेमां रुपिणी नामनी एक स्वरुपान परंतु अनाचारी स्त्रीना गृहसंसारनी दूर्दशा, आजकालना भिक्षुक लोकोनी वृत्ति अने तेथीज तेमना संतानो पर थती असर, संत समागमथी व्यभिचारी रुपिणीने थएलो बोध, शीलव्रत पाळता आवती असिम विटंबना, वे पतिना पासमां सपडायली रुपिणी, अभयकुमारनो न्याय अने रुपिणीनो छूटकारो विगेरे बाबतनो चितार घणी सरळ अने माधुर्य भाषामां वर्णवेलो छे जे वांचवा जेवुं छे. मराठी वांची शकनारे प्रकाशकने लखवाथी मळी शके छे.

वंदे जिनवरम्:–निपाणी( बेलगाम ) थी प्रकट थतुं मराठी मासिक पत्र. वर्ष ६ अं. १० वार्षिक फी रु. २) दि. जैनोमां मराठी भाषानुं आ एकज मासिक छे, जेने मराठी वांचकोए उत्तेजन आपवानी जरुर छे, तेम एना संपादके पण मासिकने नियमीत करी लवाजमना प्रमाणमां वधु लाभ आपवानी जरुर छे. हवे एना संपादक तेमज प्रकाशक मी. लाटकरज थयेला जणाय छे. आ अंकमांना लेखो सारा छे, पण हवे पछी लेखो साथे थोडा थोडा समाचारो पण आपता रहेवानी जरुर छे.

'श्राविकाश्रम'नो रिपोर्ट:-मुंबईमां श्रीमती मगनव्हेनना तन, मन अने धनना भोगथी चालता श्राविकाश्रमनो आ १९१३ नो रिपोर्ट छे, जे जोतां जणाय छे के ए वर्षमां कुल आवक रु.४३४४) थई ज्यारे खर्च रु. ३३३९) थयो छे. स्थायी फंड मात्र रु. ९६८२) छे, तेमांथी स्पीशी बेंक भांगवाथी रु. ३६१३) आश्रमना गयेला जणाय छे, जेथी आश्रमनी आर्थिक स्थीतिने मोटो धोको पहोंच्यो छे. गुजराती, मराठी, हिंदुस्तानी मळी बहारनी ३० अने स्थानिक १७ मली ४७ श्राविकाओए एनो लाभ लीधो हतो. आ आश्रममां रहेवानो, भोजननो, भणवानो वगेरे बधो प्रबंध उत्तम रीते छे. एकंदर आ संस्थानुं कार्य श्रीमती मगनव्हेन जातिभोग आपी उत्तम रीते चलावी रह्या छे अने तेने श्रीमती ललिताव्हेन अने फंकुव्हेन पण मदद करी रहेला छे. आ संस्था पगभर करवाने, एने माटे सारा स्थायी फंडनी अत्यंत जरुर छे. जेने आ रिपोर्ट जोवानी जरुर होय तेमणे (मंत्री, श्राविकाश्रम, जुबीली बाग तारदेव–मुंबई ) लखवाथी मफत मळी शकशे.

"मासिक मनोरंजन" खास अंक:–मराठी भाषानुं जो कोई जुनुं, जाणीतुं अने जगजाहेर लोकप्रिय नियमीत मासिक पत्र

होय, तो ते मुंबाईथी प्रकट थतुं आ "मनोरंजन" मासिक छे, जेनो आ 'वसंत' खास अंक छे. आ अंकनुं टाइटल वसंत रुतुनी शोभा दर्शावतुं अति सुंदर छे तेम चित्रो, छपाई, कागळ वगेरे उत्तम होवाथी आ अंक अति रमणीय लागे छे. कुले २२९ पृष्ठनो अने ५०-६० रंगबेरंगी चित्रोवाळो अने खीचोखीच लखाणोथी भरपुर आ खास अंक छे. लेखो वांचवा लायक छे. बे वार्ताओ पैकी एक तो १०० पानांनी छे! खास अंकमां आटली बधी लंबाण वार्ता न होवानी जरुर छे केमके लेखो जेम बने तेम टुंका होय तो ते वांचनारने वधु पसंद पडे छे. आ पत्रनी बधा मासिको करतां घणी वधु एटले १०००० प्रतो प्रकट थाय छे ए जाणी अमोने आनंद थयो छे. दरेक मासिके मनोरंजननुं अनुकरण करवानुं छे तेम मराठी भाषा जाणनार दरेक वांचके आ सचित्र मासिकना ग्राहक थवानी जरुर छे. वार्षिक मूल्य रु. ३)ज छे.

चौबेका चिट्ठा:-प्रकाशक, हिन्दी ग्रन्थ रत्नाकर कार्यालय, हीराबाग-मुंबाई. पृष्ठ १७०. मूल्य ०॥≡ 'जैन हितैषी' के सुप्रसिद्ध संपादक श्रीयुत् नाथूरामजी प्रेमीने हिन्दी सार्वजनिक ग्रन्थों प्रकट करनेके लिये एक 'हिन्दी ग्रंथ रत्नाकर सीरीज़' निकालना शुरु की है, जिसका यह छठवाँ ग्रंथ है। प्रथम ०॥ डिपोझीट रखनेसे यह ग्रंथमालाके सभी ग्रंथ पौनी कीमतसे मिल सकते हैं। स्वर्गीय बंगाली बाबू बंकिमचन्द्र चट्टोपाध्यायके "कमलाकान्तेर दफ्तर" नामक बंगीय पुस्तकका यह हिन्दी अनुवाद श्रीयूत पं. रुपनारायणने किया है। हँसी, दिल्लगी और मनोरंजन के साथ२ इसमें उंचे उंचे दर्जेकी शिक्षा दी है। देशकी सामाजिक, धार्मिक और राजनैतिक बातोंकी इसमें बड़ीही मर्मभेदी आलोचना है। एकबार पढ़ना शरु करके पूर्ण किये विना नहीं रहा जाता। इसमें संदेह नहि कि इस पुस्तककी रचना-शैली अच्छी है और हरएक जैन अजैन पाठकोंको पढ़ने योग्य है। प्रकाशकसे और हमारे पुस्तकालयसे भी यह पुस्तक मिल शकती है।

सम्राट् अशोकः-लेखक, वालचंद नानचंद शाह वकील अने प्रकाशक "सुरस ग्रंथ प्रकाशक मंडळी" गीरगांव, मुंबाई. पृष्ठ २९० मूल्य रु. १॥ आ मंडळ तरफथी मराठी भाषाना सार्वजनिक ग्रंथो सुलभ रीते मळी बहोळो फेलावो थवा माटे ग्रंथमाळा प्रकट थाय छे तेनो आ चोथो ग्रंथ छे. ०॥ डिपोझीट राखवाथी ए तरफथी प्रकट थतां पुस्तको पोणी किंमते मळे छे. आ ग्रंथमां सम्राट अशोकनुं उत्तम उपदेशोथी भरपुर अने वांचवा लायक जीवन चरित्र वार्ता रुपे चार चित्रो सहीत छे, जे वांचवाथी अनेक ऐतिहासिक विषयो तेमज हिंदु अने बौद्ध धर्मनी अनेक विगतो मळी आवे छे. भाषा सरळ अने रमुजी छे. ऐतिहासीक होवा

छतां वांचतां कंटाळो आवे तेवुं नथी. आ संस्थाना मंत्री श्रीयुत् तात्या नेमीनाथ पांगळ होवाथी आ खाता तरफथी अनेक मराठी सार्वजनिक पुस्तको नियमीत प्रकट थइ रह्यां छे जे जाणी आनंद थाय छे. मराठी भाषा जाणनारने आ पुस्तक अवश्य खरीदवा अमारी भलामण छे. प्रकाशकनी पासेथी मळी शके छे.

श्री आदीपुराणजीः—श्रीमान बालब्रह्मचारी पं. पन्नालालजी बाकलीवालना अट्ट परिश्रमथी आपणो महान ग्रंथ श्री आदीपुराणजी याने महापुराण कटके कटके छपाइ रहेलो छे, तेनां आ २९७ थी ५०० सुधीनां पृष्ठो छे. आ आखा ग्रंथनी किं. १४) थनार छे, पण ते बे त्रण फकडे भरवाथी पूर्ण ग्रंथ लगभग एक दोढ वर्षनी अंदर पूर्ण मळनार छे. प्रथम रु. ५) भरवाथी आ ग्रंथना ग्राहक थई शकाय छे. वर्षो थयां 'आदीपुराण' माटे लोको तरसता हता, पण हवे ते सरळ हिंदी भाषामां अने मूळ संस्कृत श्लोको सहित मोटा अक्षरे छपाइ रहेलो छे माटे तेना ग्राहको दरेक गाम दीठ अने मंदीर दीठ थवानी जरूर छे. आ शास्त्रीय ग्रंथ दरेक स्थळे होवानी जरुर छे. एनुं संपादनकार्य हाल पं. लालारामजी उत्तम रीते करी रहेला छे. ग्राहक थनारने बहार पडेला ५००पृष्ठो ५)ना वी. पी. थी मळी शके छे. आ ग्रंथ मंगाववानुं ठेकाणुं नीचे मुजब छे—पं. लालाराम जैन, मंत्री, ग्रंथ प्रकाशक कार्यालय—कोल्हापुर सीटी.

## शोक ! शोक ! ! महाशोक ! ! !

अत्यंत खेदका समय है कि दिनोंदिन इस जैन जाति पर अनेकानेक शोकजनक आपत्तियां गिर रही हैं। लिखनेको हृदय कंपता है और लेखनी धुजती है कि आज वह सुशीला जातिभूषणा धर्मनिष्ठा श्रीमती अनोपकुँवर साहेबा कुल २६ वर्षकी वयके होते हुवे अषाड वदि १२ के सायंकाल ६ बजे इस असार संसारसे निर्दृत्य होकर स्वर्गमें विहार कर गई ! हाय, हाय! आज उनके गुणोंका विरहसंताप लेखनी द्वारा उलेख नहि हो सकता। आप श्रीमान राय बहादूर सेठ कस्तुरचंदजी साहबकी धर्मपात्नि थी और श्रीमान सेठ विनोदीराम बालचंदजी साहब ( झालरापाटण ) की सुपुत्री थी। आपने समाधि मरणके समय रु. ३१०००) का दान किया है। और शेठ कस्तूरचंदजीने रु. २५०००) "अनोपाश्रम" खोलने के लिये देना निश्चय किया है। बाई साहेबाकी आरोग्यताके लिये अनेक उपरचारार्थ शेठजीने २ लक्ष रुप्या खर्च किया था! धन्य है ऐसे योग्य पुरुषोंको कि जिन्होंने इस चला लक्ष्मीको तृणवत् समझकर अपनी कीर्ति अचल की। यह मेरी अभिलाषा है कि शेठ कस्तुरचंदजीको धैर्य और श्रीमती अनोपाबाई के आत्माको शांति प्राप्त हो।

वालचन्द अजमेरा—इन्दौर।

## बाळकोनां वधतां जतां मरण.*



लखनौना एक विद्वान डॉक्टर लेखके पच्चीस वर्ष थयां टाइम्स ऑफ इंडीआ ( Times of India ) मां आ विषय तरफ लोकोनुं ध्यान खेंचवा घणा लेखो लख्या छे परंतु ते वखते आ वधता जता मरणनी भयंकरता पुरी रीते मालुम न पडवाथी लोकोए ते तरफ ध्यान आप्युं नहोतुं.

पापनुं फळ भयंकर मृत्यु छे. पुण्यवान जीव पण महा पातकी जीवोना सहवासथी दुःख भोगवे छे. पापनुं मूळ अज्ञान छेः—

अज्ञानमेवास्य हि मूलकारणं ।<br>
तद्धानमेवात्र विधौ विधीयते ॥<br>
विधैव तन्नाश विधौ पटीयसी ।<br>
न कर्म तज्जं सविरोधमीरितम् ॥

अज्ञानी माता पिताना अपक्व वीर्यना बाळको जोइए तेवी सारी रीते पळाता न होवाथी, कवखते तेओ काळना पंजामां आवी जाय छे अगर केटलोक वखत अनेक रोगोथी पीडा पामी, दुःख भोगवी, बीजाओने पण संताप उपजावी, पोतानी ऐहिक लीला समाप्त करे छे, एमां कांइ अचरज पामवा जेवुं नथी.

* "सरस्वती" ना वॉ० १'९ अंक १ मां मु० एल० देसाई, एम० डी० ना हिंदी लेखनो अनुवाद.

ज्यारे भारतवर्षनी प्रजामां अल्पायुष्य अने अकाळमृत्यु आटली हदे थाय छे तो त्यां बाळको वधारे प्रमाणमां मरण पामे, ए स्वाभाविकज छे. बाळकोनां वधतां जतां मरणनां कारण आ छे—

(१) गर्भवती स्त्रीओनी शरीररक्षा तरफ बेदरकारी अने ए विषयनुं अज्ञान.

(२) प्र ती वखते स्त्री अने बाळकनी संभाळ बाबतमां दायण अने डॉक्टरनी भूल.

(३) प्रसव थई गया पछी स्त्री अने बाळकना खानपाननी अव्यवस्था.

(४) बाळकोना दरेक जातना रोगनो इलाज करवामां माता—पितानुं अज्ञान अने डॉक्टर, वैद्य, हकीमनुं आळस.

### गर्भिणी स्त्रीओनी शरीररक्षा.

भारतवर्षना केटलाक प्रांतमां एवी रीत छे जे, गर्भवंती स्त्रीओने तेना माबापने घेर मोकली देवामां आवे छे कारण के, गर्भवती स्त्री जो पति पासे रहे, तो गर्भविकृति थवा संभव छे. आना सिवाय सासरामां चालता रिवाजोथी ते घणी परतंत्र रहे छे, जेथी शक्ति नहीं छतां घरकाम करवुं पडे छे, इच्छा विरुद्ध भोजन मळे छे अने कदापि सासरीआंओना व्यवहारथी दुःखी पण थवुं पडे छे, जेथी गर्भमां रहेला बाळकना मगज उपर बहुज खराब

असर पडे छे. आ कारणथी आवी रीतनी जरुर छे, के जेथी गर्भवतीने स्वच्छ हवा मळी शके; एनुं मन हमेशां आनन्दित रहे, एनापर घरकामनो बोजो वधारे न पडवा पामे, एनी पासे ऋतुओमां माफक आववा ओढवा पाथरवा अने पहेरवानां वस्त्र रहे, अने पुष्टीकारक हलको खोराक मळे.

जे घरमां सासु–वहुना झगडा चालता होय, जे घरमां देराणी–जेठाणीमां संप न होय, अने जे कुटुंब घरक्लेशमां पूर्ण होय तेवा घरमां जन्म लेनार बाळक कदिपण दीर्घायु, हृष्ट–पुष्ट अने प्रतिभाशाळी थई शकतुं नथी. आटलां कारणोथी जे भागमां गर्भवतीने पीयर मोकलवानो रिवाज छे, त्यां कांइक आराम मळे छे अने त्यां आ सर्व दोषोथी ते बची जाय छे.

प्रसुती वखते स्त्री अने बाळकनी रक्षा.

कोई वखत प्रसव वेदना प्रसुती काळथी आठ आठ, दश दश दिवस पहेलेथी थवा मांडे छे. आ वेदना साची अने जुट्टी एवा बे प्रकारनी थाय छे. घणाखरा डॉक्टर अने दायणो साची अने जुठी वेदनाने ओळख्या शिवाय, जुठी वेदनाने साची समजीने अपूर्ण समयमां प्रसव क्रिया करी बेसे छे, केटलाक पोतानी होशीयारी बतावबा माटे हथीआर सुधी काम ले छे.

(आ बाबतमां लेखक महाशय जणावे छे के, 'मने डॉक्टरी धंधो करतां २५ वर्ष थई गया छे, युरोप अने अमेरिकामां में १३ वर्ष सुधी आ धंधो चलाव्यो छे. म्हने हजु सुधी हथीआरथी प्रसव करावबानो प्रसंग मळ्योज नथी. म्हने याद छे के हथीआरनो उपयोग न करता अने अपूर्ण समये प्रसव क्रिया न करवाथी मारो कोईपण केस बगडयो नथी.")

बकरी, गाय, भेंस, वांदरी, हरणी, बिलाडी अने कुतरी विगेरे अवाचाळ पशुओमां अपूर्ण प्रसवकार्य कदाचितज जोवामां आवे छे, एवी रीते मनुष्योमां जो धैर्यथी कुदरत अनुसार प्रसव थवा दे, तो आ बाबतमां कांइपण लखवा जेवुं रहेत नहीं, आवी रीतथी प्रसुती–ज्वर (प्रसव थया पछीनो ताव) पण आवतो नथी. प्रसव थइ गया पछी एक कलाकमां डॉकटर, वैद्य अगर दायणे पोतानुं काम करी लेवुं जोइए. आ वखते बे काम अती जरुरी छेः–(१) नाळ छेदन. (२) प्रसव थयेला बाळकनी शरीररक्षा.

नाळ छेदन थइ रह्या पछी बाळकना पेटपर पातळा कपडानो ककडो बांधी देवो जोइए अने एने नहवरावती वखते सावचेत रहेवानी जरुर छे के, नाळ आडी अवळी खेंचाई जाय नहि, केमके एनी घणीखरी बिमारी अयोग्य रिते नाळ खेंचवाथीज उत्पन्न थाय छे.

प्रसव थइ गया पछी स्त्रीना पर्या कपडां अने बिछानुं बे त्रण कलाक पछी बदली

नाखवुं जोइए. प्रसुतिनी जग्याए खुब शांत रहेवा दो, तेने सुवा दो; एनी उंघमां कोई-प्रकारनी भुलथी पण अडचण न करो.

स्त्री अने बाळकनो खोराक.

स्त्री अने बाळकना खानपानमां जो बहु जबराई राखवामां आवे, तो हानिकर्त्ता छे. प्रसव थइ गया पछी २४ कलाक बाद एने निर्विकार तरकारी साथे हलकुं अन्न-जेवुं के बाजरीनो रोटलो आपी शकाय छे. ६ दिवस विती गया पछी दुध आपवाने हरकत नथी. युरोपवाळाओमां वधारे परेजी जणाती नथी अने आथी त्यां प्रसुता स्त्रीने कांइ पण हानी थती नथी. ६ दिवस सुधी हलको खोराक आपवानो उद्देश ए छे के त्रीजा-चोथा दिवसे स्त्रीना स्तनोमां दुध उतरवाथी एने ताव आवी जाय छे; आथी जो खोराक हलको न होय तो नुकशान थवा संभव छे. आ ताव छट्टे-सातमे दिवसे जतो रहे छे.

बाळकने मातानुं दुधज सर्वथी श्रेष्ठ खोराक छे, परंतु बहु दिवसना अनुभवथी सिद्ध थयुं छे के अहीं स्त्रीओनुं स्वास्थ्य सारी रीते नथी होतुं, एटला माटे एनुं दुध पण जोइए तेवुं निर्विकार नज होय. ते माटे जन्मेला बाळकने पहेला गायनुं दुध पीवरावबुं जोइए. वच्चमां वच्चमां मातानुं अने गायनुं दुध एम अदलबदल करता रहेवुं, परंतु याद राखवुं के बाळकने गायनुं दुध पातां कदीपण शीशीनो उपयोग करवो नहीं. एना बदले चांदीना चमचाथी दुध पावुं एज श्रेष्ठ छे. नव मास सुधी बाळकने जेटलुं दुध होय तेटलुंज गरम पाणी नांखी पावुं जोइए. एमां थोडुंक मीठुं नांखवाथी एनो स्वाद माताना दुधने मळी जाय छे.

ज्यारथी माताने फरी रजोदर्शन शरु थाय, त्यारथीज बाळकने मातानुं दुध पावुं बंध करी देवुं जोइए. गर्भवती स्त्रीनुं दुध तो भूले चुके पण पावुं नहीं. ज्यां-सुधी बाळक दुध पीतुं रहे त्यां सुधी स्त्रीए पुरुषथी दूर रहेवुं जोइए.

बाळकोना मरण रोकवा माटे गायनुं दुध पावुं एज श्रेयस्कर छे. जन्मतांज एने माताना दुधनो संसर्ग थवा देवो नहि. चमचाथी गायनुं दुध पाइ, वचमां वचमां मातानुं दुध पावुं. जेना बाळको जीवता न होय, जे सदा पुत्रना सुखानुभव करवा माटे तरसता होय, एओए आ वात भूलवी न जोइए के गायना दुधमां अडधुं गरम पाणी मेळवी पीवडाववामां आवे, तो कदिपण ते विकार करी शकतुं नथी.

बाळकोना दरेक जातना रोगना इलाज करवामां मातापितानुं अने डॉकटर-वैद्य-हकीमनुं आळस.

बाळकोना रोगनी परिक्षा करी तेनो इलाज करवो ते वैद्यकमां सौथी कठण

काम छे. बाळकनी बधी बिमारीओ पेटे अने आंतरडामां गरबड थवाथीज थाय छे, माताना खानपानपर पण बाळकनी आरोग्यता अवलंबीत छे, गरम अंग्रेजी दवाओ भूलथी पण बाळकने आपवी न जोइए. केलोमल, जालप, सेंटोनाइन अने ब्रोमाइड्स आ चार दवाने छोडी कोइ पण अंग्रेजी दवा त्रण वर्षनुं बाळक थतां सुधी आपवी नहीं जोइए. हिंदुस्तानी दवामां सनाय, काळुं मीठुं, नानी पीपळ, आंबळा, गंधक आदि केटलीक दवाओ बाळकने हितकारक छे.

एक वैद्ये बाळक माटे लख्युं छे के–

"दश वैद्यसमो वह्निः दश माता हरीतकी।"

अर्थात्–बाळकना पेटपर वनस्पतिना पानथी शेक करवो ते दश वैद्य बरोबर छे, अने नानी हरडेनुं सेवन करावबुं ए दश माताओनी सेवा–सुश्रुषा बराबर छे.

मा. अ. शाह. (सुरत.)

## संस्कृत भाषाकी अवनति क्यों हुई ?



(लेखकः–मा. दीपचंदजी उपदेशक.)

आजकल हमारे बहुतसे धर्मप्रेमी भाई धर्मोन्नति होनेकी आशासे संस्कृत विद्याके प्रचार व उन्नतिके लिये यथासंभव प्रयत्न कर रहे हैं, कारण धर्मशास्त्र प्रायः संस्कृत, प्राकृत आदि भाषावोंमें हैं, इस लिये धर्मका मर्म जाननेके लिये शास्त्रावलोकन करना आवश्यक है और शास्त्र संस्कृतमें हैं, इसलिये संस्कृत जानना भी आवश्यक है। यदि कोई कहे कि शास्त्रोंका उल्था देश भाषामें भी हो गया है, तब क्या आवश्यक है कि इतनी कठिन भाषा पढ़नेमें अपना मस्तिस्क रीता किया जाय ? तो उत्तर यह है कि वक्ताका सच्चा मन्तव्य उसकी ही भाषामें जाना जा सक्ता है। उसका उल्था चाहे कितना ही सम्हालकर किया जाय तो भी वह भाव नहीं भासता है। दूसरे संभव यह है कि शास्त्रकारोंका अभिप्राय टीकाकारों (भाषान्तर करनेवालों) के ध्यानमें और तरह आया हो और वह यथार्थ न हो, तो इसका निर्णय विना मूल ग्रन्थकी भाषा जाने हो नहीं सक्ता है, इस लिये मूल भाषा (संस्कृत) जानना धर्मोन्नति चाहनेवालोंके लिये अत्यावश्यक है, अस्तु।

अब यहां यह विचारना है कि जब यह भाषा आवश्यक भी है और लोग इसकी उन्नतिमें दत्तचित्त भी हैं तो भी क्यों दिनोंदिन यह अधोमुख होती जाती है ! यहां तक कि लोगोंने इसका नाम Dead language (मृतभाषा) रख दिया है। क्या यथार्थमें यह मृतभाषा है ! नहीं, कदापि नहीं, कारण मृतभाषा वही हो सक्ती है, जिसका साहित्य कम हो व विरस

हो, परन्तु ये दोप इस भापामें बिल्कुल नहीं है । इसका साहित्य संसारकी सब भापावोंसे बढ़ा चढ़ा है । इसमें नीति, शृंगार, वैराग्य, वीर, करुणा, भक्ति, हास्य आदि सभी रस भरे हैं । न्याय, व्याकरण, छन्द, अलंकार, चम्पू, ज्योतिप, वैद्यक, सामुद्रिक, धनुर्वेद आदि सब विपय पाये जाते हैं और प्रायः सभी विपयोंके ग्रन्थ उपलब्ध भी हैं तो भी अधोमुख हो रही है, इसका क्या कारण है ? लोग कहेंगे कलिकाल है। इसमें लोगोंको धर्मरुचि कम होती है, इसीसे लोग इसे नहीं पढ़ते और यह भापा उन्नति नहीं पाती, परंतु हमारे विचारसे यह वात विल्कुल निर्मूल है, क्योंकि कालवस्तुवोंकी अवस्थान्तर होनेमें उदासीन निमित्त कारण है। वह किसीको बलात्कार प्रेरक नहीं होता है।

पदार्थोंका **स्वभाव** अपने आप **परिवर्तन-शील** है । इसमें कालका क्या दोप है ? हमारे ध्यानसे तो इसकी अवनतिके **दो कारण** हो सक्ते हैं । एक तो भापाके अन्दर कुछ त्रुटिका होना, अथवा उसके **साधनों** ( प्राप्त करनेके उपायों ) में त्रुटिका होना । सो प्रथम कारण तो हो नहीं सक्ता है । जैसा कि ऊपर बता चुके हैं । अब दूसरे कारण पर विचार करना चाहिये।

प्रिय बन्धुवो ! "**शरीरमाद्यं खलु धर्म साधनम्**" इस उक्तिके अनुसार यदि हम विचार करते हैं, तो हमको इस भापाकी उन्नतिके वर्तमान साधक विद्यालय व पाठशालावोंमें बहुत ही अधिक त्रुटियां दृष्टिगत होती हैं । उनमेंसे मुख्य तो यह है, कि इन विद्यालयों व पाठशालावोंसे विद्या प्राप्त निकले हुवे छात्र प्रायः लोकव्यवहार-शून्य देखे जाते हैं । उन्हें द्रव्य क्षेत्र काल भावकी कुछ भी खबर नहीं होती है । कहना पड़ता है कि वे एक प्रकारसे कूप-मन्डूक ( पुस्तकोंके कीड़े ) जैसे होते हैं । उन्हें सिवाय न्याय, व्याकरण व साहित्य-शास्त्रोंके सूत्रोंके और कुछ भी नहीं आता है । जहां कहीं कुछ बाचने, समझाने व उपदेश ( व्याख्यान ) का अवसर आया कि बस धड़ा धड़ ( सन्दूकमें भरे हुवे रुपयों के सदृश ) सूत्रोचारण करने लगे । चाहे कोई समझे या न समझे । यदि कोई शब्दोंका खुलासा करनेका कहे, तो टकासा उत्तर दे दें कि जब शब्दार्थ ही नहीं जान्ते हो तो प्रश्न क्या कर सक्ते हो ? जावो, अभी पहिले कुछ दिन पढ़ो (प्रश्न करना सीखो ) तब प्रश्न करना ।

भला, यह कैसी आपत्ति कि यदि एक शब्द न समझे तो उसका मतलब पंडितजी न बतावेंगे, किन्तु शब्दकोप पढ़ना होगा । यदि किसीने शास्त्र प्रमाणके सिवाय युक्ति प्रमाण मांगा तो कह देंगे नास्तिक है । इसे ऋपिवाक्योंपर कुछ भी श्रद्धा नहीं है, तब ऐसे लोगों के साथ माथापची करनेसे क्या लाभ है ? ये

कृष्टान हैं इत्यादि, परंतु युक्तिपूर्वक न समझायंगे। पुनः पूछनेपर क्रोधित हो जायंगे ताकि जिज्ञासु फिर आगे पूछनेका साहस न करे। इनके कथनानुसार "बाबा वाक्यम् प्रमाणम्" नहीं, नहीं "तेषाम् वाक्यम् प्रमाणम्" करके हां कहता जाय, तो आस्तिक धर्मात्मा कहा जावे इत्यादि।

अब थोड़ी देरके लिये मान लीजिये कि इनके वाक्य बिलकुल हीं सत्य हैं, परन्तु जब तक वेही वाक्य युक्तिपूर्वक न समझाये जावेंगे, तबतक अंध परम्परासे कैसे माने जा सकेंगे? शर्राफ (चौकसी) के पास सोना बिलकुल सोलावानी (आंच) का तपाया हुवा सो टांचका है, परन्तु खरीददार केवल उसके कहनेपर विश्वास करके न खरीद लेगा, वह अवश्य ही उसे कसौटी पर कसके वा तपाके जांच करेगा, तब लेगा और ठीक है। करना भी चाहिये क्योंकि सभी दूकानदार सत्यवादी नहीं होते हैं। परीक्षा बिना संभव है कि ठगाया जावे जैसा कि देखा जाता है कि बहुतसे आज्ञाप्रधानी भाई बिलकुल आंख वन्द किये हुवे लकीरके फकीर बन रहे हैं, और बहुतसे डावांडोल हो जाते हैं, परन्तु परीक्षाप्रधानी कभी२ अपने श्रद्धानसे च्युत नहीं होता है, क्योंकि उसने तो खूब जांचकर लिया है।

यह तो हुई समझानेकी आदिकी बात, अब और चलिये तो यह देखा जाता है कि प्रायः ये (संस्कृतके निरे अभ्यासी) केवल संस्कृत पढ़कर ही अपने आपको धर्माचार्य समझ बैठते हैं। यहभी बड़ी भारी भूल है, क्योंकि केवल कोई किसी भी भाषाको पढ़कर धर्माचार्य नहीं हो सक्ता है। हां, यह अवश्य है कि जैसे इंग्रेजी पढ़ा लिखा इंग्रेजीका पंड़ित है, उर्दूवाला उर्दूका, अर्बीवाला अरबीका, उसी प्रकार येभी संस्कृतके पंडित है। फिर यह समझमें नहीं आता है, कि केवल संस्कृत भाषा पढ़कर ही पंडित व धर्माचार्यपनाका अभिमान कैसे आजाता है? ये चाहे स्वयं कैसा ही आचरण रक्खें व श्रद्धान रक्खें किन्तु अन्य भाषावालोंको तो धर्मशून्य ही समझने लगते हैं, यह आश्चर्य है।

तीसरे ये अपने आप सर्वोच्च मानकर अन्यको तुच्छ समझने लगते हैं, इत्यादि कारणोंसे ये लोग जन साधारण या यों कहिये कि पाश्चात्य विद्याभ्यासियोंकी दृष्टिसे उतर जाते हैं और फिर वे लोग इनकी सच्ची बातका भी आदर नहीं करते हैं, तब इन दोनोंमें परस्पर द्वेषभाव उत्पन्न हो जाता है, और फिर किसीको किसीसे लाभ नहीं पहूंचता है। इन सब बातोंका कारण क्या है? इन बिचारोंका कुछ भी दोष नहीं है, किन्तु इनको शिक्षा ही ऐसी मिलती है तब ये क्या करें? इन्हें न तो कोई समाचार पत्र पढ़ने मि-

लते, न पढ़ाये ही जाते, न सिवाय न्याय व्याकरण के सूत्र रटनेके कोई बुद्धिवर्द्धक व्यवहारोपयोगी पुस्तकें ही पढ़नेको मिलती है। तीसरी बात यह भी है, क्षमा चाहता हूं कि आजकल प्रायः इस (संस्कृत) भाषाको गरीब स्थितिके बालक ही छात्रवृत्ति पाकर पढ़ते हैं और छात्रवृत्ति (स्कालरशिपि) भी इतनीही कि जिसमें भोजन वस्त्र भी कठिनतासे मिलते हैं—पाते हैं, तब अन्यान्य पुस्तकें पढ़नेके लिये कहांसे खरीदें? रहा यह कि पब्लिक लायब्रेरी (सर्व साधारण पुस्तकालय) की बात, सो ऐसे पुस्तकालय एक तो सब जगह हैं ही नहीं और जहां हैं भी तो इनको इतना अवकाश नहीं कि ये जाकर देख सकें। इनको तो सूत्र रटनेमें भोरसे सांझ और सांझसे भोर हो जाता है। तीसरे इनकी ऐसी संगति भी नहीं रहती है, जो इस ओरको उत्साह दिलावे। जो साथी होंगे वे सब प्रायः इन्हीं के समान भाई बन्धु, और शिक्षक महाशय भी ऐसे हो।

यह तो इनके शिक्षाकी बात हुई। अब चलिये, तो आगे देखते है कि संसारमें जीव मात्र को विषय और कषायोंकी इतनी तीव्रता है; कि यदि तीन लोककी सम्पत्ति एक जीवको मिल जाय तो भी उसकी आशातृष्णारूपी गर्त (गड्ढे) का असंख्यातवाँ भाग भी न भरे और मिलता है क्षयोपशमानुसार कर्मके, सो यहां यह बात है कि जितने धनी है वे तो अपने लडकोंको इंग्रेजी पढ़ाते हैं। वे इस भाषाको ही भिक्षुकभाषा या पंडितोंकी भाषा कहकर दूसरेसे हाथ जोड़ते हैं, क्यों कि वर्तमान राज्यकी भाषा अंग्रेजी है और अंग्रेजी जाने बिना व्यवहार (व्यापार) आजीवकादिमें गड़बड़ मचती है। इस लिये इसका पढ़ाना आवश्यक भी है, क्योंकि "भूखे भक्ति नहीं होती है"। इंग्रेज़ीकी उच्च शिक्षा प्राप्त करनेके लिये द्रव्यकी आवश्यक्ता है, क्योंकि कमसे कम ५०) पंचास रुपया मासिक तो भी चाहिये और यहां पचासका शून्य निकालकर मात्र इकाईकी भी कठिनता है, तब येक (गरीब) कैसे इंग्रेजी पढ़े? थोड़ी इंग्रेजी पढ़ना लाभदायक नहीं है, क्योंकि ये ए. बी. सी. डी. मात्र के जाननेवाले उसका असली मर्म न जानकर एबी सीड़ी होजाते हैं। वहांतो द्रव्यभावसे आगे पढ़ न सके और यहां बाबू (मिस्टर) बननेकी गंध समा गई, तब दोनों ओरसे गये "धोबीका कुत्ता घरका न घाटका"। रहा संस्कृत, सो उसकी अवस्था उपर कह ही चूके हैं। ये संस्कृतज्ञ पंडितगण, न्यायाचार्य, वैयाकरणाचार्य और काव्यतीर्थ होनेपरभी अपनी आयुके अंत तक कठिनतासे ४०) या ५०) रु. मासिक प्राप्त कर लें तो भाग्य समझिये और नहीं तो फिर गज़टोंके नोटीस तो देखे ही है, कि लिखा जाता है—आवश्यकता, एक ऐसे पंडित की है, जो पंडितपरीक्षा पास हो, धर्मका मर्मज्ञ हो, भाषामें भले प्रकार समझा सके, शास्त्र बांच सके, व्या-

ख्यान सभामें दे सके, महाजनी हिसाब-लेखा जान्ता हो, आवश्यकता पड़नेपर पूजा प्रक्षालभी कर लिया करे, वेतन योग्यतानुसार १५) से २०) रुपया तक दिया जायगा। चालचलनका सर्टिफिकेट अर्जीके साथ आना चाहिये इत्यादि।" जब पंडित परीक्षा की यह दशा, तो नीचेवालेको तो पूछे ही कौन?

अब कहो, जिन्होंने पढ़नेमें जीवन व्यतीत किया, तो भी ४०) या ५०) रु. भी बड़े खुशामदसे मिले और इंग्रेजी विद्याभ्यासी बी. ए. आदि इकदम ६०) रु. १००) रुपया २००) रु. की जगह पाजाते है, और बुद्धि चातुर्यसे हजारों तक पहुंच जाते है, तब भला कौन ऐसा आदमी है, जो अपने बच्चोंको पराधीन बनानेवाली संस्कृत विद्या पढ़ावेगा, और इंग्रेजी न पढावेगा, जिससे लोकमें मान्यता (आदर) और आजीवका दोनोंका साधन होता है। मान लिया कि इंग्रेजी भाषासे आत्मोन्नति नहीं हो सक्ती है, तो भी लौकिक जीवन सानन्द कटता है, और संसारीजन पहिले ऐहिक सुखोंका साधन करते हैं। तब कहीं पारमार्थिक बात सूझती है। किसी अपेक्षा यह ठीक भी है, कि जो ऐहिक सुखोंके साधनमें असमर्थ हैं वे पारलौकिक साधन नहीं कर सक्ते हैं, कारण पुरुषार्थहीन पुरुष जीवित ही मृतक तुल्य हैं।

त्यागी दो प्रकारके होते हैं, एक तो निर्धन होने और स्त्री पुत्रों के अभावसे, और दूसरे सम्पत्ति और संतत्तिसे विरक्त होकरके। इन दोनोंमें बहुत बड़ा अन्तर है। बाह्य भेष ही एकसा दिखेगा, परंतु प्रथम तो अंतरंग मोही और द्वितिय अंतरंग वैरागी, कारण प्रथमने तो भोगादि पदार्थोंकी प्राप्तिके अभावमें (यह समझकर कि भोगनेको मिलते तो है हीं नहीं तब त्याग करदेना ठीक है) एक प्रकारसे बलात्कार त्यागते है, दूसरे उन विषयोंको असारता समझकर त्यागते हैं, और इसलिये सच्चेत्यागी यही हो सक्ते हैं। तात्पर्य यह है जो पुरुष पुरुषार्थसे गृहस्थाश्रममें धर्मके द्वारा अर्थ उपार्जन कर काम (न्यायपूर्वक कर्मानुसार प्राप्त हुवे विषयों) का सेवन कर सक्ते हैं, वेही मोक्षके साधक हो सक्ते हैं और जो कायर पुत्र, कलत्र, बान्धवों आदिके पोषणकरनेमें असमर्थ होनेसे व पर द्रव्यके लोलपी केवल उदरपोषणार्थ भेष बनाते हैं, वे औरोंकोतो ठगते ही हैं, किन्तु तीव्र मोहके उदय अपने आपको संसार गर्तमें गहरे डुबोते हैं। वे अपने भावोंको स्थिर नहीं रख सक्ते हैं। "नार मुई घर सम्पति नाशी, मूंड मुंडाय भये सन्यासी" इत्यादि। सो हम अपने पंडित कहलानेवाले भाइयोंकी आजीवका (अर्थ पुरुषार्थ साधन) की बाततो कह चुके है, कि यदि वे जीवन पर्यन्त भी पढ़ें तो भी ४०) या ५०) से अधिक की योग्यता नहीं प्राप्त कर सक्ते हैं। (अपूर्ण.)

वगडेली धातुने शुद्ध अने पुष्ट करनारो तथा बदनमां ताकात लावनारो

## शालममीश्रीनो मुरब्बो.

आ अपूर्व मुरब्बानी वधु तारीफ करवी बस छे, केमके सर्वे बाळगोपाळ एना गुणोने जाणे छे, के सालममीश्री समान प्रमेहनाशक अने अपूर्व धातुबळवर्द्धक दवा संसारमां बीजी. छेज नहि आ मुरब्बाना सेवनथी नवो अथवा जुनो प्रमेह, धातुक्षीण निर्बळता, स्वानदोष, मगजनी कमजोरी, झाडो साफ न आववो वगेरे धातुक्षीणथी उत्पन्न थता सर्वे रोगो दुर नाशी जाय छे अने शरीरने पुष्ट बनावे छे. आ मुजब गुण न थाय तो पैसा पाछा आपीशुं. त्रीस वखत खावाना बॉकसनी किं. मात्र रु. १॥ पो. ०।≈ बे बॉकसना रु. ३। पो. माफ. वापरवानी रीत बॉकसनी साथे जणावेली होय छे.

### वगर तकलीफे पांचज मीनीटमां सफाचट करवानो खुशबोदार वाल उडाववानो साबु

आ साबु वाळ उपर लगाडवाथी कंइ पण तकलीफ वगर चार पांच मीनीटमां वाळ खरी पडे छे ने चामडी साफ अने सुंदर थाय छे. केवडो, गुलाब, हीनो वगेरेनी जुदी जुदी खुशबोवाळी गोटी तैयार छे. किं. १ डब्बीना ०। त्रणना ०॥≈ डझनना २।) पोस्टेज जुदुं.

### न्हावा धोवा माटे खुशबोदार पवित्र देशी साबु.

आ साबु अमारे त्यां घणीज पवित्रताथी नालीयेरना तेलमांथी तैयार करी तेमां अनेक प्रकारनी सुगंधी अने रंगोनी मेलवणी करवामां आवे छे. न्हावामां आ साबू वापरवाथी चामडीना अनेक रोगो, जेवा के दराज, खस, खुजली वगेरे आराम थाय छे. किं १ बोकसना ०। डझनना रु. २।) पो. जुदुं.

### असली नमक सुलेमानी.

आ नमक सुलेमानी खावाथी पाचनशक्ति तीव्र होवा साथ पेटना अनेक रोगो जेवाके भूख न लागवी, झाडो साफ न आववो, पेटमां दुःखवुं, खाटा ओडकार आववा वगेरे *आराम थाय छे. किं. एक शीशीना* ०। डझनना २॥) पोस्टेज जुदुं.

| | |
|---|---|
| दन्त सुधारक मंजन | ०। |
| दमनी दवा. | १। |
| सुजाकर्क अनमोल दवा | १॥ |
| स्तंभनवटी २० गोळी. | ०॥ |

दवा मळवानुं स्थळः—

**बाबु मदनलाल जैन वैद्य लालपुरा नं. ३२ इटावा सीटी Etawah.**

---

# સચ્ચાઇ અને ફત્તેહ

ફત્તેહ.

જો તમારે શરીર મજબુત અને ઉત્તમ સ્મરણશકિતવાળા થઇ વિદ્યાભ્યાસ તેમજ દરેક કાર્યમાં ફત્તેહ મેળવવી હોય તો—

પ્રખ્યાત

## આતંકનિગ્રહ ગોળીઓ

વાપરો. આશું બત્રીસ વર્ષો થયાં આખી દુનીયામાં તેની ફતેહ જાણીતી છે. અખુટ શકિત આપનારી દવાઓમાં તે સર્વથી પહેલા નંબરપર આવે છે, કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપીઓ ૧ એક. વધારે વીગત જાણવા માટે પ્રાઇસ લિસ્ટ મંગાવો.

અપૂર્વ સાહિત્ય

## મુકતા.

સંસ્કૃત કાદંબરીનું સ્મરણ કરાવનારી વર્ણનશૈલીથી સુશોભિત, રસ, ચમત્કાર અને વાર્તાની અપૂર્વ ગોઠવણથી અલૌકિક આનંદ આપનાર તથા અનેક ઉપયોગી વિષયોનું જ્ઞાન આપનાર એક સુંદર નૉવેલ.

કદ ડેમી આઠપેજી પાંચ ફાર્મ કિંમત રૂા.૩ ત્રણ.

ગયેલા પુરૂષત્વને પાછું લાવી આપનાર

## વાજીકરણ તેલ.

આ તેલ લગાવવાથી ગયેલી પુરૂષશક્તિ પાછી મળે છે. અપૂર્વ ચમત્કારિક ઇલાજ પહેલેજ દિવસે પોતાનો ફાયદો દેખાડે છે કે જે ફાયદો હમેશ માટે રહી રહે છે.

સુખ અને સંતાતથી નિરાશ થયેલાઓને માટે તે એક મોહોટા આશીર્વાદ સમાન છે.

**કિંમત-તોલા ૫ા ની બાટલી ૧ ના રૂપિયા ૫ પાંચ.**

આ બન્ને ઔષધોએ અપૂર્વ ફત્તેહ સચ્ચાઇથી પ્રાપ્ત કરી લાખો સર્ટિફીકેટો મેળવ્યાં છે. તેમાંથી એકનો નમૂનો.

(ઇંગ્રેજી ઉપરથી)

પ્રિય વૈદ્ય,

મને આપની **આતંકનિગ્રહ ગોળીઓ** તથા **વાજીકરણ તેલની શીશી ૧** મળી. તે બન્ને દવાઓ મેં મારા દરદીઓ ઉપર અજમાવી. ખરેખર આ દવાઓ જાદુ જેવી ચમત્કારિક અને એક ઉંચી જાતના અસાધારણ હીરા જેવી કિંમતી છે. તેઓનાં વખાણ લખવાને માટે મારી કલમ અશકત છે. મેહેરબાની કરીને બને તેટલી ત્વરાથી **વાજીકરણ તેલની શીશી ૨** તથા તેની ભેટમાં **આતંકનિગ્રહ ડબી ૧** વી. પી. થી મોકલશો.

હમામસિંહ,
સબ ઍસિસ્ટંટ સરજ્યન,
ટેપાલ. ડી. અલીગઢ.

ભયંકર ભૂલોથી બચાવનાર
શરીરરક્ષાનો માર્ગ બતાવનાર

## કામશાસ્ત્ર.

જે કોઇ મંગાવે તેને મફત પોષ્ટેજ લીધા વિના મોકલી આપવામાં આવે છે.

લખો:—**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**
જામનગર-(કાઠીયાવાડ

ચમત્કાર એજ કે જેની અસર સત્વર અને સંગીન થાય.



એવો ચમત્કાર મહાત્માઓની પ્રસાદીથીજ પ્રાપ્ત થાય છે.

## જુઓ.

મુડદાલના તનમનને તુરતજ તાકાત આપી તંદુરસ્ત બનાવનાર આ દુનિઆમાં આ એકજ ઔષધી છે અને તે અમારી—

# આનંદવટી

એક વખત વાપરી જોવાથી દરેક કબુલ કરશે કે તેમાં વીજળીક ઝડપથી અસર કરે એવો અદ્ભુત ચમત્કાર સમાયલો છે.

આનંદવટીથી વીર્યની વૃદ્ધી થાય છે, પાચનશક્તિ સતેજ કરે છે, દસ્ત સાફ આવે છે, અને ટુંકામાં ધાતુવીકારના અને બીજા સર્વ રોગ નાબુદ કરી સ્ત્રી અને પુરૂષ એ સર્વને તંદુરસ્તીમાં એવો સુધારો કરે છે કે જેને અન્ય રોગનો ભવિષ્યમાં ભયજ રહેતો નથી અને વાપરનારની ખાત્રી થાય છે કે બીજી બધી પંપાળ પડી મુકી એક આનંદવટીનોજ ઉપયોગ કરવો એજ સુખકર અને શ્રેયસ્કર છે. કી. ગોળી ૩૨ ની શીશી ૧ ના રૂ. ૨-૦-૦.

આનંદવટી સિવાય શાસ્ત્રોક્ત વિધિથી તૈયાર કરેલી બીજી સર્વ પ્રકારની દવાઓ જ્વરાંકુશ, વસંતમાલતી, સુવર્ણભસ્મ, રૂપ્યભસ્મ, લોહભસ્મ, બંગ-ઈત્યાદિ. અમારે ત્યાંથી ખાત્રીલાયક મળશે.

મળવાનું ઠેકાણું—

**ભટ્ટ મયારામ તુલજારામ.**

કાવસજી પટેલનું તળાવ-ગીરગામ—મુંબઈ.

અથવા સુલભ ઔષધાલય

ईडर ( महीकांठा, गुजरात. ) IDAR.

# श्री संघने विनंती.

(રાગ—મન માને નહિ, સો ફેરા સમજાવું તો શું થાએ.)

ઓ સંઘ જનો, વિનંતી કરૂં છું જરા સાંભળો (૨) ટેક.

તમો ફેર કન્યાપર કરો છો, પૈસા લઇને પેટ ભરો છો;
ક્યાં ધર્મ શાસ્ત્રથી ડરો છો, ઓ સંઘ. ૧

શીદ નાની વયમાં પરણાવો, કરી કજોડાં લ્યો છો લ્હાવો;
હાય ક્યાં જઇને કરવો દાવો, ઓ સંઘ. ૨

તમો પૈસાની લેવા થેલી, આપો ઘરડાને કન્યા ઘેલી;
નાની વયમાં રંડાશે પેલી, ઓ સંઘ. ૩

પછી છાજીયાં તમારા લેશે, શ્રાપ માબાપોને તે દેશે;
વળી સૌ લોકો ફટ ફટ કહેશે, ઓ સંઘ. ૪

શીદ પરણો નારી બે સાથે, ભાર ઉપાડો ડબલ માથે;
નિત્ય લઢશે એ બંને બાથે, ઓ સંઘ. ૫

એક ઘરેણું લેવા માગે, ત્યાં ખીજી લઢવાડે લાગે;
વચ્ચે લઢતાં લાકડીઓ વાગે, ઓ સંઘ. ૬

ગીત ફટાણાં ગાએ નારી, બને નરનારી વ્યભિચારી;
શું કુટવામાં છે હોંશીઆરી, ઓ સંઘ. ૭

તમો કુંભ નિદ્રામાંથી જાગો, શીદ ભીખ વરા કરી માગો;
જૈન ધર્મ ઉદય કરવા લાગો, ઓ સંઘ. ૮

જશ લેવા ન્યાત જમાડો છો, ભવાયા ભાટ રમાડો છો;
દારૂમાં લક્ષ્મિ લગાડો છો, ઓ સંઘ. ૯

શીદ કીર્તિમાં ખરચી નાંખો, રૂપીઆ ઉડાવો છો લાખો;
પણ કેળવણી ફળ નવ ચાખો, ઓ સંઘ. ૧૦

તમો ફરો છો ઘોડા ગાડી, સફરમાં સાથે લ્યો લાડી;
ત્યાં ખરચો છો નોટો આડી, ઓ સંઘ. ૧૧

શીદ હોટલમાં ખરચો નાણાં, નીચ બનવામાં મજા માણાં;
એ વટલવાનાં છે ઠેકાણાં, ઓ સંઘ. ૧૨

તમો ફેશનની ફક્કીઆરીમાં ખરચો છો પૈસા જારીમાં;
લાગે કલંક છીનાળીમાં રે. ઓ સંઘ. ૧૩

જેની પોશાકી છે બહુ સાદી, તેને સુવા મળે છે ગાદી;
રહે કુટુંબ તેનું આબાદી, ઓ સંઘ. ૧૪

સુકૃત કામે નાણાં જાએ, ચાર આના આપતાં મુંઝાએ;
ડાહ્યા તે દીવાનો થાએ, ઓ સંઘ. ૧૫

ગરીબ જૈનોની દયા રાખો, સુકૃત ભંડારે નાણાં નાંખો;
આશીસ આપે બાળકો લાખો, ઓ સંઘ. ૧૬

સુકૃતમાં પાવલું આપે છે, દુઃખી જૈનોના દુઃખ કાપે છે;
ગામે ગામ કીર્તિ વ્યાપે છે, ઓ સંઘ. ૧૭

તમો પાઇ પાઇ ભેગી કરશો, ધન નિરાશ્રીતોમાં ભરશો;
તો વેગે શીવપદને વળશો, ઓ સંઘ. ૧૮

તમો કન્યા કેળવણી આપો, દુઃખ નિરાશ્રીતોનાં કાપો;
સૌ ગામે પાઠશાળા સ્થાપો, ઓ સંઘ. ૧૯

સૌ ગામતણા આગેવાનો, પુંજાલાલ કહે છે તે માનો;
કરો સંપ ઉન્નતિ કરવાનો, ઓ સંઘ. ૨૦

શ્રી સંઘનો સેવક-પુંજાલાલ પ્રેમચંદ,—શ્વે. જૈન ઉપદેશક—ખાનપુર.

## जमानेकी खुबी।



(गज़ल।)

उठाके आंख अब देखो, जमाना कैसा आया है।
संभालो देशकी हालत, अन्धेरा कैसा छाया है॥
मेरे प्यारे विचारो अब, दरिद्री हो गया भारत।
गई विद्या कला कौशल, धर्म भी सब भुलाया है॥
धर्म घटता ही जाता है, पाप बढ़ता ही जाता है।
कुरीति सब तरफ फैली, अन्धेरा घोर छाया है॥
मुनि और अर्जिका मीलते नहीं दर्शनको भी भाई।
रंडी भांडोंने हर घरमें, अब डेरा जमाया है॥
कला कौशल सभी भूले, समय गपसपमें खोते हैं।
इटे शतरंज चोपड ताशमें, सब दिन बीताया है॥
जहां रहेते थे ब्रह्मचारी, बने अब सब व्यभीचारी।
जहां थी एकता तहां तो डेरा फूटने जमाया है॥
मिटा दो अब कुरीतिको, पढ़ाकर विद्या सबही को।
बिना विद्याके भारतमें, अंधेरा घोर छाया है॥
करो कर्तव्य अपनेका, न भूलो धर्म अपनेका।
दुःखोंसे पार है वोही. धर्म जिसने कमाया है॥

बाबीलाल जैन.—झालरापाटण सीटी.

## इन्दौरमें उदासीन आश्रम।



मालवा प्रां. सभाके नैमित्तिक अधिवेशन तथा मंदिर प्रतिष्ठोत्सवके समय इन्दौरमें श्रीमान् रायबहादुर दानवीर शेठ कल्याणमलजीके उत्साहसे तथा तीनों भाईयोंके दश २ हजार और अन्य महाशयोंके मिलाकर अनुमान ३२०००) रु. के द्रव्यदानसे "उदासीन आश्रम" की स्थापना हो गई। इसके अधिष्ठाता मास्टर दर्यावसिंहजी सोधिया नियत हुए हैं। आश्रमके लिये स्थान तुकूगंजमें बनाया जायगा जो कि शहरसे २ मील दूर सुन्दर और हवादार है। स्थान बनने तक यह कार्य श्रीमान् शेठ हुकमचंदजीकी नसियांजीमें चलाया जायगा। ऐसा सुअवसर और स्थान प्राप्त होनेके लिये हमारी समाजके बहुतसे उदासीन सज्जन बहुत दिनोंसे उत्कंठित हो रहे थे। अस्तु, अब विलम्ब न करते हुए 'शुभस्य शीघ्रं' इस न्यायके अनुसार हे सम्पूर्ण आत्महितेच्छुओं! त्यागीयों! उदासीन श्रावकों! अब आपको उक्त निराकुल स्थानमें रहकर प्रतिमाबद्ध, शास्त्रानुकूल धर्म साधन करना चाहिये, जिससे दानवीरोंका उत्साह दिन प्रति वृद्धिताको प्राप्त हो, और उनके सन्मुख यह संस्था चिरकाल पर्यंत चलनेके लिये एक आदर्श पूर्ण बन जावे।

कविवर दौलतरामजीने ऐसे उत्तम अवसर होनेके लिये कविता द्वारा संसारसे उदासीन होनेके क्या ही उत्तम भाव दर्शाये हैं।

यथा:—

मेरे कब है है वा दिनकी सुघरी ॥टेक॥
तन विन बसन असन विन बनमें,
निवसो नासा दृष्टि धरी ॥१॥

पुण्य पाप परसों कब विरचों,
परचों निज निधि चिर विसरी।
तज उपाधि सज सहज समाधी,
सहों धाम, हिम, मेघ झरी ॥२॥

कब थिर जोग धरों ऐसो मुहिं,
उपल जान मृग खाज हरी।
ध्यान कमान तान अनुभवसर,
छेदों किह दिन दिन मोह अरी ॥३॥

कब तृन कंचन एक गनों अरु
मनि जड़तालय शैल दरी।
(दौलत) सत गुरु चरण सेवनो,
पुरनो आश य है हमरी ॥४॥

उक्त वाक्य अत्यंत कल्याणकारी समझकर शक्तयानुसार संसारिक कार्योंसे मोह त्याग, निज अनुभव जो आकुलता रहित सुखका मूल है, प्राप्त कीजिए। बस, यही निवेदन है।

हमारी रायमें आश्रमके लिये निम्न लिखित व्यवस्था होनी चाहिये।

(१) आश्रमका स्थान चारों तरफ १ विशाल हाता बनवाया जाय, जिसमें नीमादि सघन वृक्ष लगाकर प्रत्येक झाड़के नीचे ध्यान करनेको पक्का चबूतरा हो, परन्तु पुष्प वाटिक न लगाई जाय, उसके बीचमें कूर्सीदान मकान जिसके भीतर चारों तरफ खुले दहलान और बीचमें वैराग्यदर्शक व्याख्यान भवन बनाया जावे। दहलानोंमें सामान पुस्तकादि रखनेको अलमारियां बना दी जावे। प्रकाश व हवा आनेके लिये खिड़कियां व दहलानोंके ऊपर चांदनी रक्खी जावे। रसोईघर तथा खानपानादिका स्थान हातासे बाहिर रक्खा जावे और शौच्यादि क्रिया जंगलमें की जावे।

(२) समय विभागः-४ बजेसे ६ बजे सुबह तक सामायिक व मौखिक पाठ, ६ से ७ तक शौच्या, स्नानादि, ७ से १० तक पूजन, शास्त्र स्वाध्याय व शास्त्रसभा, १० से ११ तक भोजन, ११ से १ तक तत्व चर्चा, १ से ४ तक उपाध्यायके पास पठन व शिक्षा प्राप्त करना, ४ से ५ तक जलपान और भोजनेच्छुकोंको भोजन, ५ से ७ तक सामायिक व पाठ, ७ से ९ बजे रात तक शास्त्रसभा, ९ से ११ तक व्याख्यानादि और ११ से ४ तक शयन करना, अष्टमी चतुर्दशीको जागरण करना।

(३) सामग्रीका प्रबंधः-प्रत्येक श्रावकके पास नित्य पाठ करने योग्य पुस्तकें, १ ढक्कनदार लोटा, व कोमल बुहारी व मौर पिच्छिाका, १ चटाई बैठनेको, पुस्तकें रखनेको काष्टकी चोकी, वस्त्रादि परिमित होना चाहिये।

(४) रसोईघर व सामग्रीः-रसोई व खानपानका स्थान, पक्का स्वच्छ, प्रकाशवान व हवादार हो, जिसमें भोजनादिका प्रबंध श्रावकोंकी संख्यानुसार रक्खा जावे, जिससे कि सम्पूर्ण श्रावक एकही समय आहार कर सके, पानी मर्यादासे बाहिर कार्यमें न लाया जावे, छन्ना दृढ़ स्वच्छ ३६ अंगुल लम्बा २४ अंगुल चोड़ा, और बड़े वर्तनके मुंहसे तिगुना, किंचित भी छिद्रादि न होनेपर कार्यमें लाया जावे, कुवा या बावड़ीसे पानी छानकर करलाना, कुन्देदार लोटेद्वारा जीवानी जलमें छोड़ना, हस्त पादादि तथा पीने आदि के लिये सुबह ८ प्रहरकी म्यादवाला गरम जल कर लिया जाया करे, यदि प्रासुख न किया जाय तो पोने दो घड़ी व्यतीत होनेपर पुनः छानकर उपयोगमें लाया जाय और जीवानी जलस्थानमें पहुंचाई जाय, रसोईकी सामग्री अभक्ष्य रहित, स्वच्छ सोधी हुई, आटा, दाल, घी, दुग्धादि मर्यादके, उपयोगमें लाये जायें, रसोई बनने तथा जीमनेके स्थानपर कपड़ेकी छत लगाई जावें, चुल्हा, चौका जलादिकसे नित्य स्वच्छ किये जायें। दो रसोईया दि० जैन सदाचारी हो वे स्वच्छ पोती

पहिनकर रसोई बनावें, व वर्तन साफ करनेवाला हो, वह वर्तन हररोज कीट व सर्दी रहित सूखी राखसे साफ किया करें। "मिटै न सर्दी कटै न काई, सो अपवित्र जिनागम गाई," लकड़ी व कोयलों जीव रहित कार्यमें लाया जावे।

(५) श्रावकः—वात्सल्य, उपगूहन, आदि गुणोंके धारक, सदाचारी, गृहत्यागी और गृहस्थी दोनों प्रकारके हो, किन्तु गृहस्थी अपने वालबच्चोंको आश्रममें न रक्खें, ये अपना आत्मकल्याण करनेके साथही साथ अवकाशानुसार, स्थान २ पर भ्रमणकर उपदेशादि द्वारा दूसरोंको भी धर्मलाभ पहुंचावें, और प्रतिमाबद्ध धर्मसाधन करनेके लिये उत्सुक रहें।

(६) कार्य कर्त्ता इस प्रकार होना चाहिये—

उपाध्यायः—उन्हीं श्रावकोंमेंसे विद्वान् जो कि शिष्योंकी शंकाओंका समाधान कर सके, महत्वशाली और सहनशील सूक्ष्मतत्वचर्चा के विषयको विस्तारपूर्वक कहनेवाला हो, बनाया जावे।

अधिष्ठाता—श्रावकोंको नियमानुसार वर्तावे, और प्रत्येक कार्य की देखरेख रक्खे।

सुपरिटेंडेंट—खानपान, वस्त्र, भाजनादि सामग्रीका प्रबंध रक्खें, आश्रमकी सफाईपर ध्यान दें, रसोईया आदि कार्यकर्ताओंसे बराबर कार्य कराता रहे, तथा श्रावकोंको आवश्यक्तानुसार शास्त्रादि वस्तुओंकी पूर्ति करता रहे। हिसाब किताब दुरुस्त रक्खे, प्रति मासकी रिपोर्ट मैनेजिंग कमेटीमें पेश करे।

(७) एक मैनेजिंग कमेटी हो जिसमें निम्न लिखित कार्यकर्ता रहे।

सभापति, उपसभापति, सेक्रेटरी, कोषाध्यक्ष, मेम्बर। इस प्रकार मैंने अपनी तुच्छ बुद्धि अनुसार सम्मति निवेदन की। विद्वानोंको चाहिये कि इसी प्रकार अपनी २ सम्मतियां प्रकाशित करें। ताकि आश्रमकी व्यवस्थामें किसी प्रकारकी त्रुटि न रहे।

स्वजाति सेवक,
लाला भगवानदास, महामंत्री,
मालवा प्रां. सभा कार्यालय—बड़नगर.




લે.—સંઘવી વાડીલાલ મૂળજીભાઇ—લીંબડી

અહા! પ્રેમ! પ્રેમ! પ્રેમ! તારી શક્તિ અજબ છે! તું કોઇ દિવ્ય કે અલૌકીક ચીજ છે! તારૂં સામર્થ્ય અગાધ અને અનંત છે! તારી શક્તિ જાણવાને અને આચરવાને જે ભાગ્યશાળી થયો છે, તેનુંજ જીવન સાફલ્ય છે, એમ કહેતાં કાંઇ અતિશયોક્તિ થતી નથી, પણ તથ્યોક્તિ થાય છે. "પ્રેમ". તું બે શબ્દોમાં રચાયેલો છુ, પણ તારી કીંમત બે કરોડ શબ્દો કરતાં અધિક છે. આવા શબ્દની ઉત્પત્તિ કે શોધ કયા મહાપુરૂષે કરી હશે!!!

પ્રેમ બે આત્માઓનો સંયોગ છે. પ્રેમ કલ્પનાત્મક અથવા તો કર્યો કરાય એવો હોતો નથી, પણ પોતે જાતે જન્મે છે, અને તેથી તે એટલો બધો કીમતી છે કે, એની કીંમત પ્રેમ સિવાય બીજું કોઇજ આંકી શકતું નથી. જીવનમાં તેજ ક્ષણ ધન્ય છે કે જે ક્ષણે હૃદય પ્રેમને સમર્પણ થાય છે. પ્રેમના રસ્તા તો અગમ્ય છે અને તે અંતરદૃષ્ટિ વિના જાણી શકાતો નથી.

સાચો પ્રેમ શુદ્ધ હોય છે અને સ્વાભાવિક કુદરતી હોય છે, કૃત્રીમ-બનાવટી ઉપર ઉપરનો હોતો નથી. એ[illegible] હૃદયપ્રેમના ઝરાનું મૂળ સ્વર્ગમાં છે અર્થાત્ એ ચીજ સ્વર્ગીય છે. સ્વર્ગમાંથી નીકળ્યું તો આ ઝરો આ મનુષ્ય લોકમાં જ્યાં જ્યાં, જે જે ઘરોમાં, જે જે હૃદયોમાં વિરામે છે ત્યાં ત્યાં બીજું સ્વર્ગ બની રહે છે. શુદ્ધ [illegible] પ્રેમમાં વિષયવાસનાનો સમાવેશ બિલકુલ [illegible]તોજ નથી. પ્રેમના સર્વ કોઇ અધિકારી છે. પ્રેમમાં સહુ ઓતપ્રોત છે. પ્રેમજ સર્વની [illegible]પરાકાષ્ઠા છે. સર્વદા સર્વથી પ્રેમ પોષાય છે. એ રંગીલો પ્રેમજ પોતાની અજબ ચટક [illegible] બતાવી રહ્યો છે.

વસ્તુ વચમાં આવી તો ખેંચાણ અટકી પડશે, પણ પ્રેમને ખાળવાને કોઇજ સમર્થ નથી. ધર્મ કિંવા કર્તવ્યનું જ્ઞાન અને પ્રવૃત્તિ એ પ્રેમજ કરાવે છે. પ્રેમરહિતો કર્તવ્યભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ, વિવેકભ્રષ્ટ જોવામાં આવે છે.

કવિ મિલ્ટન પોતાના પેરેડાઇઝ લોસ્ટ (Paradise Lost) માં કહે છે કે—In loving thou dost well, in passion not, where in true love consists not, love refines the thought and heart enlarges; hath his seat in reason, and is judicious is the scale by which to heavenly love thou mayest ascend, not sunk in carul pleasure, for which cause among the beasts no mate for thee was found.

અર્થાતઃ—જો તું પ્રેમ સમજે તો તો સારૂં કરે છે, પરંતુ વિકારરૂપ માયિક મોહ, જ્યાં સત્ય પ્રેમ રહ્યો નથી, તે કરવામાં તો ખોટું કરે છે. પ્રેમ તો વિચારને નિર્મળ કરે છે, અને અંતઃકરણને ઉદાર બનાવે છે. પ્રેમમાં વિવેક છે, અને તે મનુષ્યને વિવેકી કરે છે. પ્રેમ તો ઇશ્વર પહોંચાડનારૂં પરમ સાધન છે. જો ઇંદ્રિય તૃપ્તિને અર્થે પ્રેમ હોય તો તે હીણામાં હીણું છે. જો મનુષ્ય થઇ તું ન સમજે તો પછી પશુવર્ગમાં પણ તારી જોડ મળશે નહિ.

સંસારનો સકળ સુવ્યવસ્થિત વ્યવહાર પ્રેમવડેજ ચાલે છે. જેટલે અંશે પ્રેમનો અભાવ તેટલે અંશે પિતા, પુત્ર, રાજા, પ્રજા, સમાજ, સમાજના નાયક વિગેરેમાં કુસંપ-કંકાશ અને અવ્યવસ્થા નજરે પડે છે. પ્રેમતંતુથીજ આખા જગતનો લૌકિક અને લોકોત્તર વ્યવહાર ચાલી શકે છે.

પતિ સ્ત્રી પ્રત્યે, સ્ત્રી પતિ પ્રત્યે વફાદાર કોનાથી રહે છે? પતિ એક પત્નિવ્રત, સ્ત્રી પાતિવ્રત્ય શાથી પાળે છે? એ પ્રેમજ તે પળાવે છે. જો પ્રેમ નથી તો પતિને ઇંદ્રિયોના વિકારોને પોષવા સ્ત્રીઓ બહુ છે, સ્ત્રીને જારો ઘણા છે. ઉત્તમ ઘરસંસાર-ગૃહસ્થાશ્રમને અવકાશજ નથી. સત્યને આપણે ચાહીએ છીએ, અસત્યને ધિક્કારીએ છીએ, શાને માટે? સત્ય ઉપર આપણને પ્રેમ છે તે માટે. આ સઘળું જોતાં આપણે કહી શકીએ કે "प्रेम परमो धर्मः" અર્થાત્ પ્રેમ એજ પરમ ધર્મ છે, પ્રેમથીજ સર્વ મંડિત છે. પ્રેમથી અતિરિક્ત કોઇજ નથી. પ્રેમમાં સહુ ઓતપ્રોત છે, પ્રેમજ સહુની પરાકાષ્ટા છે, પ્રેમથી સહુની હયાતિ-અસ્તિત્વ છે. મૂશળધાર વૃષ્ટિ પડતી હોય તો આપણા કાર્યના વેગને રોકી, લક્ષિત સ્થળે જવાની પ્રવૃત્તિને અટકાવી આપણે ક્ષણેક ઉભા રહીએ છીએ. ક્યાંક પ્રયાણ કરવું હોય તો મેઘલી, તમરાં ઇત્યાદિના શોરજોરથી ગાજી રહેલી અને ઉડીને ખાવા આવતી રાત્રીમાં આપણે તે કરતા નથી, દિવસ થતાં સુધી મુલતવી રાખીએ. છીએ, પ્રેમીઓ તેમ કરી શકતા નથી. તેઓ નથી ગણતા વૃષ્ટિને, નથી ગણતા ટાઢ તડકાને, ભુખ, તૃષા કિંવા ઉંઘને, નથી ગણતા રાત્રીના ચોર, રાત્રીના કે કશાના ભયને; વ્યાલ, સર્પ, વિંછીઓના ઉપર પગ મુકતા એ મસ્તો સર્વ ભાનશૂન્ય એક પોતાના લક્ષ્ય તરફ પ્રધાવન કરે છે. જે પ્રેમ આત્મિક છે, અંતરંગ છે, એકદેશીય છે તે આદર્શ પ્રેમ કહેવાય છે. આવા પ્રેમીઓ, આદર્શ પ્રેમીઓ, આદર્શ યુગલો, આદર્શ દંપત્તિઓ ઇત્યાદિ નામોથી ઓળખાય છે. **નળ અને દમયંતી, રામ અને સીતા, નેમનાથ અને રાજુલ** ઇત્યાદિ યુગલોનો આદર્શ યુગલોમાં સમાવેશ થાય છે. એ આદર્શ યુગલોનો પ્રેમ એકજ સતત અસ્ખલિત પોતાની પ્રિયા-પ્રિયતમની તરફજ વહે છે, પ્રિયા પ્રિયતમને, પ્રિયતમ પ્રિયાને આત્માના-હૃદયના અસાધારણ પ્રેમથી ચાહે છે. એક બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી રહે છે. એક બીજાથી વિખુટા પડ્યે, પ્રાણો તજવાની અણી ઉપર આવી જાય છે અને અવશ્ય વિચ્છેદ નથી મટતો, સંયોગ નથી સધાતો તો મરી પણ જાય છે. જેની હૃદય અને મનની સાથે ગાંઠ પડી નથી જતી તે પ્રેમજ નથી, ખરા પ્રેમી તો જીુરાઙ પક્ષિની જોડી છે કે જીવતાં સુધી સંગ છોડતાં નથી, ઉભય એકજ સાથે (સંલગ્ન) ભૂમિ ઉપર જન્મે છે અને સાથેજ મરી જાય છે: પુરા પ્રેમ **સુરદાસ** અને **ચિંતામણી** જેવા જારો તરી ગયા. આજના આવા પ્રેમ રહીત પાણી ગૃહિત યુગલો તરી પાર જશે કે? પ્રેમની શુદ્ધ ભાવના વિના તે બનવું અશક્યજ છે.

આજે જ્યાં જોઇએ ત્યાં પ્રેમની ખામી-પ્રેમનો અભાવજ દંપતીઓમાં દષ્ટિગોચર થાય છે. **પ્રેમ રહિતોએજ પુનર્લગ્ન, પ્રેમ રહિતોએજ નાતરાના રીવાજો પેદા કર્યા છે**, એ પ્રેમની ખામીજન્ય કનિષ્ટ બનાવો છે. હૃદયમાં વસેલી એક વસ્તુ નાશ પામતા-ખોવાઇ જતાં આખી ઉમ્મર ખટકે છે; તેના અભાવે બીજી વસ્તુ વડે પણ હૃદયથી સંતોષ સેવાતો નથી, આખી ઉમ્મર તેના વિના ચલાવી લેવાય છે, અને વિધવા અને વિધુરો પતિ કિંવા પત્નિ મરી ગયે **તેના સ્નેહને** ભુલી જઇ અન્ય પતિની, અન્ય પત્નિની ઇચ્છા કરે તે શું પ્રેમને પુરવાર કરે છે?

**દમયંતિને** વનમાં છોડી **નળ** ચાલ્યો ગયો, તે બિચારીને અરણ્યમાં મહા કષ્ટોની પરંપરા સહી પડી, પારધીનો યોગ થયો, તેનાથી મહા મહાકષ્ટે છુટવું પડ્યું, એ કષ્ટો તે નળની પ્રેમી પત્નિ દમયંતિએ સહ્યાં, પણ

નળનો પ્રેમ નહિ છોડયો. **સીતા** દુર્મતિઓના—દુર્જનોના હાથમાં જવા છતાં, મૃત્યુ ભય આપવા છતાં તે અનન્ય પ્રેમથી ડગી નહોતી, પરંતુ આખર સુધી હૃદય **રામમયજ** રહ્યું. આનું કારણ તપાસીએ, તો પ્રેમ વિના અન્ય કશુંજ નથી.

પ્રેમ એ આ જગતના સર્વ સંબંધોને રસમય તથા નિત્ય બનાવનારૂં એક અમુલ્ય સાધન છે. તે અનેક કઠિન હૃદયોને આર્દ્ર બનાવી શુભકાર્યોમાં પ્રેરે છે. તે મનુષ્યના સર્વ અંગ ઉપાંગો ઉપર કાબુ મેળવી ઉંડા કોતરમાં છુપાઇ રહેલી ભિન્નતાને પણ દુર કરે છે. વિચારની ઐકયતા તેને આધીન છે, કુસંપ તેનાથી દુરજ નાસે છે. તે અનેક પ્રકારના સુક્ષ્મ મતભેદોનો નાશ કરી કોઇ ઉત્તમ કાર્યને સુવ્યવસ્થિત બનાવે છે.

**પ્રેમ** માત્ર વ્હાલા શબ્દોમાં, વિષય સેવનમાંજ નથી. પ્રેમ બહુ ઉચ્ચ છે. મારે કહેવું જોઇએ કે પ્રેમ સમજનાર બહુ થોડા નીકળે છે. જેને આપણે પ્રીતિ કહીએ છીએ તે પ્રેમ નથી. તે તો સ્વાર્થને અનુબંધીતેજ રહેલી છે. જો સ્ત્રી સાથે ખરો શુદ્ધ પ્રેમ અનુભવાય તો તે પરમાત્મા તરફના પ્રેમનું એક પગથીઉં છે. તે પાત્ર વીરલજ હોય છે. પ્રેમ કુદરતી, હૃદયઆકર્ષક અને અવાચ્ય છે તે માત્ર હૃદયની લાગણીજ છે.



## कार्यवाहको केवा जोइए ?

ગયા અંકમાં જૈન ધર્મ શું માગે છે? એ મથાળાવાળા લેખમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે, ચાલુ જમાનામાં જૈનધર્મ ફેલાવવા માટે પ્રથમ જ્ઞાન મેળવવું જોઇએ અને તે સદ્‌જ્ઞાન મેળવવા માટે પાઠશાળા મહાવિદ્યાલય, બ્રહ્મચર્યાશ્રમ, ઉદાસીનાશ્રમ, હાઇસ્કુલ, ટ્રેનીંગ કોલેજ, બોર્ડિંગ, શ્રાવિકાશ્રમ, વિધવાશ્રમ, અનાથાશ્રમ, ગરીબ સહાયક મંડળ, **શાસ્ત્રોદ્ધાર કાર્યાલય, સસ્તુ જૈન સાહિત્ય** કાર્યાલય, જૈન કન્યાશાળા વિગેરે સ્થપાવા જોઇએ; તેમજ તેમની વ્યવસ્થા લોકમત પ્રમાણે ઉત્તમ રીતે કરવા રોજીંદુ પત્ર, અઠવાડિક પત્ર, પાક્ષીક પત્ર, માસિક પત્ર, ત્રિમાસિક પત્ર ઇત્યાદિ સલાહ અને ઉત્સાહ પ્રેરતા **પત્રોની આવશ્યક્તા** છે.

હવે આવા પરોપકારાર્થે કહાતાં ઉત્તમ ખાતાંઓ ચલાવવા કેવા **સંચાલકો** જોઇએ તે બાબતપર વિચારીએ. પારમાર્થિક કાર્યો માટેજ કઢાતાં ખાતાંઓ ઉપર **પગારદાર-ભાડુત સંચાલક** આ જમાનાને લાયક નથી; કારણ કે કેટલાક પગારદાર માણસ માત્ર પોતાના સ્વાર્થ પુરતુંજ કાર્ય કરે છે અને તે પણ એક વેઠ ઉતારવા જેવુંજ. જ્યારે તે જગ્યાએ કોઇ **આત્મવીર સજ્જન** પોતાની જીંદગી જનસમાજને અર્પણ કરનાર આવે છે તો તે પોતાથી બનતી મહેનતે તે સંસ્થાને ઉચ્ચ કોટીએ કેમ લાવી શકાય તેજ ચિંતામાં રહે છે. તેવા આત્મભોગી નરોનું આધિપત્ય ભોગવતી ઘણીજ સંસ્થાઓની આ જમાનામાં જરૂર છે અને તેવી સંસ્થાથી દેશનું, ધર્મનું, જાતિનું અને પોતાનું કલ્યાણ કેવું થાય છે તેનો દાખલો હાલ આપણી સામેજ ખડો છે, તે બીજો કોઇ નહીં પણ 'મુક્તિફોજ'ના સ્થાપક જનરલ બુથજ છે. જેમણે ન્હાનપણથીજ અત્યંત કષ્ટ વેઠી અનેક દુસહ્ય તિરસ્કાર સાંભળી, અનેક વિટંબનાઓમાંથી પસાર થઇ, પોતાના આત્મવિશ્વાસમાં દ્રઢ રહી પોતાનું આરંભેલું કાર્ય ફતેહમંદીથી પાર ઉતાર્યું કે જે કાર્ય આજે હિંદુસ્થાનમાંના શહેરે શહેર, ગામેગામ, કસ્બે કસ્બામાં પણ ખ્રિસ્તિ-ક્રિશ્ચનનું નામ જગજાહેર થઈ રહ્યું છે અને તેથી તે

વીરપુરૂષ જનરલ બુથના નિસ્વાર્થી કર્યો માટે ચોતરફ પ્રશંસા ફેલાઇ રહી છે. હવે વિચારો કે તે જગ્યાએ એક પગારદાર-ભાડુતી 'કાર્ય-વાહક હોત' તો તે કેવું કાર્ય કરી શકત? ભાગ્યેજ તે સ્વતંત્ર વિચારથી લોકવિચાર વિરૂદ્ધ વર્તન કરી શકત, તેમજ અગાઉના બંધાયલા ધોરણોથી વિરૂદ્ધ વર્તી અને હાલના જમાનાને જોઇતા સાધનોની ખોટ પુરી પાડી શકત, ભાગ્યેજ આટલા બધા નિઃ-સ્વાર્થી ઉપદેશક પેદા કરી શકત, ભાગ્યેજ તે આટલું જબરજસ્ત ફંડ એકઠું કરી શકત કારણ તે પોતેજ સ્વાર્થી હતો, જેથી જનસમાજ ઉપર તેની છાપ પડી શકત નહીં. **આથી દરેક ધાર્મિક સંસ્થાઓ માટે તો આત્મભોગી, નિસ્વાર્થી, પ્રેમી અને વિશાળ દ્રષ્ટિવાળાજ સંચાલકો જોઈએ.**

આવા સંચાલકો જ્યાંસુધી જોઇએ તેટલા ન મળે ત્યાંસુધી તેની કોઇ નવી સંસ્થા ખોલવાની જરૂર નથી, કારણ સંસ્થા ચાલુ થયા પછી બંધ પડે તેના કરતાં ન કાઢવી એજ ઉત્તમ છે. તેમ છતાં જે સંસ્થા 'હમણાં કાઢો, પછીથી મળી રહેશે' એવા વિચારથી અને સ્થાયી ફંડ વગર કાઢવામાં આવે છે તે માત્ર થોડા વખત (અને તે પણ માંદગીમાં) જીવી આખરે મરણને શરણ થાય છે. તેના દાખલાઓ જૈનના ત્રણે ફીરકામાં ઘણાજ છે, જે ગણતાં નાહકના કંટાળા સિવાય કંઈ પણ હાંસલ પ્રાપ્ત થતું નથી.

આવાં ઉપયોગી ખાતાંઓ માટે પ્રથમ તેના કાર્યવાહકો કેળવાયલા અને ઉમંગી હોવા જોઇએ, પછી જો પહેલેથી સારૂં ફંડ ન હોય, તો તેને વધારવા તેમજ સંસ્થાના કારોબારની હકીકત જનસમાજ સમક્ષ રજુ કરવા પત્રોની મદદ લેવી જોઇએ અને તેમાં વારંવાર એવા વિષયના લેખો આવવા જોઈએ કે તેવી સંસ્થાઓ તરફ લોકલાગણી ખેંચાય અને તેનો લાભ પણ જનસમાજ લે. આવા ઉત્તમ લેખો લખવા માટે **વિદ્વાન લેખકોની** મદદ મેળવવી જોઇએ અને તેમાં મુખ્યત્વે **ત્યાગી મહારાજ** આદિ હોય તો તેમનો કાંઇક વધારે પ્રભાવ પડે અને તે કાર્ય જલદીથી સફળતા પામે.

જૈનસમાજમાં આવા લેખકોનો ઘણોજ અભાવ છે, તેથી તેવા ઉત્તમ લેખો માટે પારિતોષિક (ઇનામ) આપવા જોઇએ અને તેવા લેખો સંસ્થાના નામથી પ્રસિદ્ધ કરી, તે સાથે જનસમાજને પોતાના કાર્યથી સંતોષ પેદા કરાવવો કે જેથી તેઓની લાગણી અહોનિશ તે તરફજ રહે. આવા ઇનામ આપવાની જૈન સમાજમાંના કેટલાક ઉમંગી યુવકો-કે જે આવા કાર્ય માટે ઉત્સાહ ધરાવે છે તેઓ બહાર પડશે અને પોતાનાથી બનતી મદદ કરી શકશે, આથી વળી જૈન લેખકો, જનસમાજમાંના લેખકોની ગણત્રીમાં આવશે એ ઓછા આનંદની વાત નથી.

જ્યારે આવા લેખકો તૈયાર થશે એટલે આપોઆપ દરેકમાં સ્વધર્મ માટે લાગણી ઉત્પન્ન થશે અને તેથીજ તેઓ નિસ્વાર્થપણે પણ કેટલુંક કાર્ય બજાવી શકશે.

હવે પત્રો તરફ નિહાળીશું તો તે પત્રો કેવાં જોઇએ? તે જનસમાજમાં શાંતિ, ઉદ્યોગ અને ધાર્મિક કેળવણી ખીલવનારાં હોવાં જોઇએ. તેના **અધિપતિઓ** અને કાર્યવાહકો સ્વતંત્ર વિચારના, દીર્ઘદ્રષ્ટિવાળા તેમજ ધાર્મિક રહસ્યથી વાકેફગાર હોવા જોઇએ, જેથી અન્ય દર્શનીઓ સામે કોઇ વખત ઉઠેલી ચર્ચાને દાખલા-દલીલોથી દબાવી શકે. કોઇપણ પત્ર અમુકનું વજીંત્ર હોવું જોઇએ નહિ (આથી એમ સમજવાનું નથી કે કોઇની પ્રશંસાજ કરવી નહીં) પરંતુ ન્યાયદ્રષ્ટિએ,

જે યોગ્ય લાગે, તેજ લખાવું જોઇએ. પત્રકારની ફરજ એટલીજછે કે જનસમાજના વિચારો સ્હામે પોતાના સ્વતંત્ર વિચારો જણાવવા અને તે પણ યોગ્યતાપૂર્વક-તેમાં કદી પણ પક્ષાપક્ષી રાખવી નહીં જોઇએ.

ધાર્મિક પત્રોમાં ત્યાગી વર્ગે અધ્યાત્મ શાસ્ત્રના લેખો લખી મોકલવા જોઇએ અને તેમાં આત્મા અને દેહને તફાવત તેમજ આલોક અને પરલોક, જૈન ધર્મના સિદ્ધાંતો મુજબ જણાવવા જોઇએ અને સાથેજ જૈન દર્શનના સિદ્ધાંતો પણ જગજાહેર થવા જોઇએ, પરંતુ એટલું તો યાદ રહેવું જોઇએ કે સ્વપ્રશંસા અને પરનિંદા વિગેરે કૃત્યથી તદ્દન અલગ રહેવું જોઇએ.

ઉપરના ટુંક વિવેચનથી જણાયું હશે કે આ જમાનામાં જૈન ધર્મ ફેલાવવા શાની અને કેવા સાધનોની જરૂર છે ? જૈનધર્મ ફેલાવવા ધાર્મિક સંસ્થાઓની, તેના નિસ્વાર્થી સંચાલકોની અને સ્વતંત્ર વિચારવાળા પત્રકારોની અગત્ય છે. જૈન સમાજમાં અનેક એવા વીરનરો પડયા છે કે જેઓ માત્ર પરકલ્યાણ એજ સ્વકર્તવ્ય માને છે, છતાં કેટલાક જાહેરમાં આવતા અચકાય છે અને જેઓ જાહેરમાં આવ્યા છે તેઓ જૈનસમાજમાં વધારે પ્રખ્યાતિને પામ્યા છે. શાબાશ વીરો ! જાગો ! તમારા જેવા આત્મભોગી નરવરો પેદા થશે અને પોતાનું કર્તવ્ય સમજી તેને અદા કરવા તત્પર થશે ત્યારેજ આ જૈનધર્મ પાછો પૂર્ણ જાહોજલાલીવાળો બની શકશે.

ખરી ભક્તિ ખરી ક્રિયા, ખરી નીતિ ખરી રીતિ,
ખરાનો ખ્યાલ રાખીને, સનાતન જૈન બંધુઓ.
લડો ના ભેદના ભડકે, પરસ્પર ઐકયતા રાખો,
કરોને ઉન્નતિ સાચી, સનાતન જૈન બંધુઓ.
જિનાગમમાં પડયા ભેદો, તથાપિ સત્યને શોધો,
ધરો મધ્યસ્થતા મનમાં, સનાતન જૈન બંધુઓ.
ધરો અધ્યાત્મમાં નિષ્ઠા, કરો વ્યવહારની શુદ્ધિ,
ક્રિયાઓ ધર્મની ધારો, સનાતન જૈન બંધુઓ.

ઉક્ત મુની મહારાજના વિચારને તમારા સ્વતંત્ર વિચારથી ડોળવો અને તે પ્રમાણે પોતાની વર્તણુકમાં ફેરફાર કરી આત્માનંદના મહાન્ સુખમાં તલ્લીન થાઓ !

હે શાસન દેવ ! જૈન ધર્મમાં જેમ બને તેમ જલદીથી વીરનર ઉત્પન્ન કરી અમારા ઉત્સાહને વધારવા મદદ કરો ! એજ અંતિમ્ પ્રાર્થના !

સ્વકર્તવ્યવાનનો શિષ્ય,

આ. અ. શાહ-(સુરત.)

---

ब्रह्मचर्याश्रमके बारेमें

## अति आवश्यक निवेदन।



इस बातमें तो अब किसीको भी सन्देह नहीं रहा कि, यथार्थमें आदर्शशिक्षा प्राचीन गुरुकुल रीतिकी शिक्षाही है कि जिसमें विद्यार्थीगण बाल्यकालसे ही सांसारिक बिगाड़नेवाली बातोंसे बचे रहकर एक योग्य समय तक अपने ब्रह्मचर्यकी रक्षा करते हुए सदैव सद्गुरुओंकी निरीक्षणतामें आवश्यक विद्याओं और शिक्षाओंको पाते रहते हैं। ठीक, इसी प्रकारसे

बालकोंको श्री ऋषभ ब्रह्मचर्याश्रममें शिक्षा दी जाती है। और आश्रमका लक्ष्य यह है कि वह बालकोंको सर्वोपयोगी आदर्श मनुष्य बनावे।

इस कारण कि देशाटन भी शिक्षा प्राप्तिका एक बड़ा साधन है। अतः आश्रमका एक नियम यह भी है कि वह प्रतिवर्ष ब्रह्मचारिओंको देशान्तरमें भ्रमण कराकर नवीन स्थानों, वस्तुओं और पुरुषोंका निरीक्षण करा, उनके ज्ञानकी वृद्धि, हार्दिक संकीर्णताका त्याग और जीव मात्र पर प्रेमकी बाहुल्यता करावे।

इस भ्रमणसे ब्रह्मचारिओंको केवल उपरि उक्त लाभ ही नहीं होते वरन जलवायुके परिवर्तन हो जानेसे उनका स्वास्थ्य भी ठीक हो जाता है। और वे नवीन स्फूर्ति और कर्तव्यपरायणतासे अपने विद्याभ्यासके क्रमको जारी रख सक्ते हैं। इस पर्याटनसे ब्रह्मचारिओंके सिवाय जिन जिन स्थानोंमें ब्रह्मचारिओंका भ्रमण होता है उन २ स्थानोंके सर्व मनुष्यों ( विशेषकर जैन भाइओं ) को बड़ा लाभ पहुंचता है। इससे उनको इस बातके जाननेका साधन मिल जाता है कि आदर्शशिक्षा किसे कहते है और उससे दीक्षित मनुष्य कैसा सदाचारी और योग्य बन जाता है। इसके सिवाय ब्रह्मचारीओं और उनके साथ दौरेमें रहनेवाले सज्जनोंके धर्म्म सम्बन्धी और समयोपयोगी व्याख्यानोंसे सर्वसाधारणको बड़ा ही लाभ पहुंचता है और उनको अनायासही धर्म्मप्रभावना और धर्म्मध्यानका सुअवसर हाथ लग जाता है। संक्षेपमें ब्रह्मचारिओंका पर्य्यटन ब्रह्मचारी और सर्वसाधारण दोनोंके ही अर्थ बड़ा लाभदायक है और उससे जैनधर्म्म और जैनसमाजका बड़ा महत्व प्रगट होता है।

गत वर्ष आश्रमका दौरा मेरठ, दिल्ली, चौरासी—मथुरा, गुरुकुल वृन्दावन, आगरा, मोरैना, भिण्ड, लश्कर (दरबार प्रेस अवलोकनार्थ), झांसी, सोनागिरि, बरुआसागर, ललितपुर, भोपाल, उज्जैन, इन्दौर, बड़नगर और भेलसा इन स्थानोंमें हुआ, जहांपर कि प्रायः सब ही स्थानोंके भाईओंने बड़े प्रेम और उत्साहसे आश्रमका स्वागत करनेके साथ ही निज शक्त्यानुसार उसकी आर्थिक सहायता भी की। भ्रमण के स्थानोंमें जो धर्मप्रभावना आदि हुई वह अवर्णनीय है।

इस वर्ष भी आश्रमका वही प्रभावशाली और लाभदायक भ्रमण श्रावण शुक्ला दशमी ( १ आगस्त) से प्रारम्भ होगा और प्रायः दो महीने तक रहेगा। इस बार बड़वाहेके पास श्री सिद्धवरकूटजीकी यात्रा होगी जिसके अर्थ मेरठसे इलाहाबाद, जबलपुर और इटारसीका रेलमार्ग पसन्द किया गया है और लौटतीबार बहुत कर रतलाम, अजमेर और जयपुरका रास्ता होगा।

गत वर्ष अपने २ स्थानोंमें ब्रह्मचारिओंको भ्रमण करानेकी प्रार्थनाएं हमारे पास ऐनवख्त पर बहुत देरसे आयीं जिससे कि दौरेका ठीक २ प्रोग्राम नहीं बनाया जा सका, और लोगोंको बड़ी उत्कंठ और प्रतीक्षा करनी पड़ी और बहुतोंको तो बड़े दुःखसे बिलकुल निराशही हो जाना पड़ा, जिसका कि उलाहना हमको अभीतक मिलता है।

हम चाहते है कि इस वर्ष दौरे सम्बन्धी कार्यवाही भी ठीक नियमपूर्वक हो जिससे कि न तो आश्रमको ही कष्ट हो और न लोगोंको ही प्रतीक्षा व उत्कंठामें अपना समय बिताना पड़े। अतः प्रार्थना है कि जिस स्थानके जैन भाई आश्रमके द्वारा लाभ उठाकर धर्म्म और जातिप्रभावना कराना चाहते हों उनको अति शीघ्रही (विना विलम्ब) हमें सूचित कर देना चाहिये, जिससे कि दौरेकी प्रोग्राममें उनके स्थानका नाम सम्मिलित करा लिया जावे और उसकी स्वीकृति उनको दी जा सके।

जो ऐसा न करेंगे सम्भव है कि उन्हें निराश होना पड़े और उनके अर्थ हम ठीक समय पर कुछ न कर सकें। इस कारण सब भाइओंको पहिलेसे ही अपना अपना निमन्त्रण भेजनेकी कृपा करनी चाहिये।

इसबार आश्रमके साथ अनेक जाति व धर्महितैषी विद्वान भी होंगे, जिनके उत्तमोत्तम सारगर्भित व्याख्यानोंसे धर्म्मप्रभावना होनेके साथ ही सब भाईओंको बड़ा भारी लाभ पहुंचेगा।

अन्तमें हमको पूर्ण आशा तथा दृढ़ विश्वास है कि हमारे जैन भाई इस अमूल्य अवसरको योंही न जाने देंगे वरन उससे लाभ उठाकर स्वपर कल्याण करेंगे।

विनीत—भगवानदीन,
अधिष्ठाता, श्री ऋषभब्रह्मचर्याश्रम,
हस्तीनापुर—(मेरठ.)

—⊱❀⊰—

## हवे सहु भिन्नता टाळो.

(કવ્વાલી.)

સ્થિતી જુઓ તમારી આ, હવે સહુ ભિન્નતા ટાળો;
કરોને ઐક્યતા ભાવો, હવે સહુ ભિન્નતા ટાળો.
રહ્યા શું ગર્વમાં ગાજી, ન થાઓ છાપથી રાજી;
કરો પૂર્વ રીતિઓ તાજી; હવે સહુ ભિન્નતા ટાળો.
હતું શું પૂર્વનું ગૌરવ, હતું શું પૂર્વનું ઐક્ય;
હતું તે સર્વ ગુમાવ્યું, હવે સહુ ભિન્નતા ટાળો.
કેળવવા જ્ઞાતિના બાળો, સૌ કોઈ હાથ લંબાવો;
ઉઘાડી પાઠશાળાઓ, હવે સહુ ભિન્નતા ટાળો.
કરો નિજ જ્ઞાતિની સેવા, જેથી પામો મધુર મેવા;
નહિ જાએ અફળ સેવા, હવે સહુ ભિન્નતા ટાળો.
પરસ્પર સંદાપન: આપો, હૃદયમાં સ્નેહને સ્થાપો;
દુઃખો નિજ બંધુના કાપો, હવે સહુ ભિન્નતા ટાળો.
દીધે સહુ વીરતણા બાળો, એવા સદ્ભાવને પાળો;
રહી સંપે ઉત્થાન ગાળો, હવે સહુ ભિન્નતા ટાળો.

સમાજ હિતૈષી—સુરૈયા (સુરત.)

## श्रुतपंचमी पर्व।

આ વર્ષે ગત જેઠ સુદ ૫ને દિને "શ્રુત પંચમી પર્વ" નીચેનાં સ્થળોએ ઉત્સાહથી ઉજવાણના સમાચારો મળ્યા છેઃ—

नरसींहपुरः—ज्येष्ठ शुक्ल पंचमीके दिन प्रातःकाल पूजन विधान, हवन आदि हुवा। दोपहरको शास्त्रोंकी सम्हाल की गई। शामको आरती हो जाने बाद मा. दीपचंदजीने शास्त्र बांचा तत्पश्चात् बाबु काछुरामजीने सभाका मंगलाचरण किया और सिं. मौजीलालजीने सभाका हेतु बताया, फिर मास्टर दीपचन्दजीने 'श्रुतपंचमी और श्रावकोंके कर्तव्य' पर अनुमान एक घंटे तक बहुत उत्तेजक व्याख्यान दिया, जिसका सारांश सिं. मौजीलालजीने समझाया और सभा विसर्जन की। रात्रिके ११ बजेसे नृत्य, भजन, जागरण हुवा। इस उत्सवमें श्री दिगंबर जैन हितैषणी सभाके निमंत्रणद्वारा अन्यमतके भाई भी पधारे थे। एक भाईने अपने साधर्मी भाईओंका ताम्बुल और मिष्टान आदिसे सत्कार किया था।

सहडोलः—प्रातःकाल यहांकी मंडळीने उत्सवके साथ पूजन की पश्चात् नगर कीर्तन हुवा। गलीओंमें "जिन वाणी माताकी पुकार", गुलाबचंदजी मलचंदजी ललीत शब्दोंमें गाते हुवे गये। पश्चात् १० बजे जिनभवनमें 'श्रुतावतार' के विषयमें व्याख्यान हुवे। यहां हस्त लिखित और छापा ग्रंथ ८० हैं। जैनीओंका विमानोत्सव पहिला न होता था अब महाराजा श्री रीवा नरेशकी न्याय परायणतासे होता है।

इन्दौर—यहां शेठ स्व. हु. दि. जैन धर्मशाला प्रहस्थान बहुत ही रमणीय है। यहां मुसाफिर रह आराम पाते हैं। और इसमें बहुत ही चित्ताकर्षक चित्र भी हैं, जिससे आराममें संतोष होता है। इसी जिनभवनमें श्री स्वाध्याय भवनके साम्हने एक बहुत ही रमणीक सव्य मंडफ् तैयार करके श्री मातेश्वरी जिनवानीको नूतन वस्त्रोंमें उत्तम बंधन सहित विराजमान करके १२ से ३ तक बहुत आनंदके साथ श्रुतस्कंध विधान और मातेश्वरीकी पूजन सब प्रकारके प्राशुक फूल और अष्ट द्रव्यसे की गई। बाद उपस्थीत सज्जनोंको 'व्याख्यान निबंध' और 'पुरुषार्थ निबंध' प्रभावनार्थ भेंट स्वरूप देकर जलसा सानंद समाप्त किया।

बदामीलाल जैन।

राणापुरः—यहांपर श्रुतपंचमीके दिन श्रीयुत् भाई हुकमीचन्दजीने राणापुरकी पाठशालाके छात्रोंकी, प्रबंधकर्ताओं तथा पंचोंके समक्ष परीक्षा लेकर ७) रुपयोंकी पुस्तक पारितोषिकमें बांटी गई।

कोपली:—श्रुतपंचमीके दिन सवेरे ही समारोहके साथ नदीके जलसे अभिषेक होकर श्रुतविधान किया गया। शामको सभा की गई। सभामें सांगली वगैरहसे अनेक महाशय तथा कोल्हापुरसे रा. सा. मि. छट्टे, सावर्डेकर, पं. पन्नालालजी बाकलीवाल आदि पधारे थे। सभापतिका स्थान पं. पन्नालालजीको दिया गया था। प्रथम ही पं. लालाराम जैनने संक्षेपसे श्रुतपंचमी पर्वकी उत्पत्तिकी कथा सुनाई और फिर इसका उत्सव विद्यावृद्धि और स्वाध्याय आदिसे मनानेकी प्रेरणा की। अनंतर भाउराम गौंडा पाटील, तवनप्पा इंगडे सांगली, बाबगौंडा पाटील समडोली आदि लोगोंने 'विद्यावृद्धि ही सुखका मार्ग है' इस विषयपर कहा। तदनंतर मि० छट्टेने कहा कि, कुरीतियां मेटकर विद्यावृद्धि करना ही वास्तविक श्रुतपंचमीका उत्सव है आदि ठीकर विवेचन किया था। सभा समाप्त होनेपर दो घंटे तक श्रीयुत् चोपडेका कीर्त्तन हुआ जिसमें कन्याविक्रय निषेध और दान देनेका उपदेश बड़ी जोशीली भाषामें दिया गया।

लालाराम जैन।

झालरापाटन:—सुन्दरलालजी बैनाड़ा लिखते हैं कि, जेष्ठ शुक्ल ५ शुक्रवारको यहां सदैवकी भांति श्रुतस्कन्ध विधानकी पूजन सर्व मंदिरोंमें पराई गई। श्री शान्तिनाथ स्वामीके विशाल मंदिरमें अनुमान १३०० ग्रन्थ अति प्राचीन हैं (जिसका सूचीपत्र तैयार हो रहा है) सो अच्छी तरहसे अलमारीयोंमें विराजमान किये गये और पाठशालाके सर्व विद्यार्थीयोंने मिलकर एक स्वरसे सरस्वती पूजन तथा श्रुतस्कन्धविधान और सरस्वतीकी स्तुति पढ़ी। रात्रीको भजन व जागरन किया। जेष्ट शुक्ल ९ शनिवारको प्रभात ही श्री अहिलकजी महाराज श्री पन्नालालजीके ग्रन्थ एक नवीन सरस्वतीभवनमें महोत्सव सहीत विराजमान किये गये, जिस जलसेमें अहिलकजी महाराज श्री पन्नालालजी और त्यागीजी श्री जानकीलालजी भी थे। सरस्वतीभवनमें श्रुतस्कन्ध मन्डलकी पूजन और रात्रीको शास्त्रसभा, उपदेश सभा हुई जिसमें सुन्दरलाल बैनाड़ाने मंगलाचरण पूर्वक श्रुतपंचमी महात्म्य दर्शाया। पश्चात् पं. सुन्दरलाल गोधा, और पं. हीरालालजी विलालाने श्रुतज्ञानका भिन्नर विवेचन किया। पश्चात् विद्यार्थीओंने भजन गान कर जागरन किया। सरस्वतीभवनका नाम 'ऐलक पन्नालाल सरस्वती भवन झालरापाटन' है। नसीराबादसे शेठ राजमलजी हीरालालजीने दो आलमारी काष्टकी शास्त्ररक्षा निमित्त भेजी हैं। भाई श्री प्यारचंदजी टोंग्याने सर्व शास्त्रोंके पुट्ठेपत्र और वेष्टन तैयार कर लगाये हैं।

**ઓરાણ**—શા. લલ્લુભાઇ રાયચંદ લખી જણાવે છે કે, શ્રુતપંચમીને દિવસે સારા ઠાઠમાઠથી અભિષેક સાથે સરસ્વતી પૂજન તથા પ્રભાવના થઈ હતી. તેમજ રાત્રીએ સભા કરી શ્રુતાવતાર કથા વાંચી સંભળાવી હતી. ત્યાર બાદ શા. લલ્લુભાઇએ વિવેચન કરવાથી સર્વે સ્ત્રીઓએ ફટાણાંગીત નહીં ગાવાની પ્રતિજ્ઞા લીધી હતી અને ફરીથી પ્રભાવના થઇ હતી.

**आगरा**—इस वर्ष मोती कटराके बड़े मंदिरजीमें श्रुतपंचमी महोत्सव बड़े समारोहके साथ विधिपूर्वक मनाया गया। पाहिले दिन सरस्वती भंडार खोलकर सर्व संस्कृत, प्राकृत और और भाषाके ग्रन्थोंको श्री संभवनाथ स्वामीकी मूल बेदिकाके आगे उचासन पर सुशोभित किया गया। इसमें संस्कृत प्राकृत ग्रन्थोंके गत्ते–वेष्टनोंसे सुसज्जित बंडल २६१ और अनुमान इतने ही भाषाके थे। ज्येष्ठ सुदी ५के प्रातःकाल सर्व नरनारियोंके सन्मुख श्रुतस्कंध विधानका संस्कृत पूजन विधि सहित कराया गया। फिर श्री सरस्वतीकी भाषा पूजन पढ़कर आगराके प्रसिद्ध कवि बनारसीदासकृत जिनवाणीकी प्रार्थना पढ़ी गई–बड़ा ही आनंद रहा। फिर श्रुतपंचमीकी कथा श्रवण कराकर भाइयोंसे यह प्रेरणा की गई कि सर्व नरनारी शास्त्रदान करें, और जो द्रव्य आवे उसमेंसे १ लिखित शास्त्र इस भंडारमें बढ़ाया जावे और शेष रकमको जैन सिद्धान्त पाठशाला (मोरैना) और स्याद्वाद महाविद्यालय (काशी) के लिये दान किया जावे। इस पर सर्व नरनारीयोंने अनुमान ७५) का चंदा किया और लाला गोपीनाथजी बजाजने ५) मासिक स्याद्वाद महाविद्यालयको देना स्वीकार किया तथा २५) नगद श्रीमती रामप्यारीबाई और ९) अन्य एक दानीने दिये।

आ सिवाय कोल्हापुर, सहरानपुर, श्रवण बेलगोला, झांसी, करमसद, वडोदरा, वांच, लश्कर, वोधेगांव विगेरे स्थळे भारे ठाठथी श्रुतपंचमी महोत्सव उजवायो हतो.

## विविध समाचार.

**અંધ શ્રદ્ધા**—પંજાબમાં એક બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે યજ્ઞ કરતો હતો. યજ્ઞની પૂર્ણાહુતિ સમયે તે કુંડમાં કુદી પડ્યો અને તેવીજ રીતે તેની સ્ત્રી પણ પડી. શું આવા આપઘાતથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે?

**-કાળા માથાનો માનવી શું ન કરે?** સન ૧૯૧૫માં પનામામાં પ્રદર્શન ભરાનાર છે, તેના કાર્યકર્તાઓએ એવી મતલબની નોટીસ કાઢી છે કે 'જે મનુષ્ય આ વર્ત્તમાન પૃથ્વીની પરિક્રમા ૯૦ દિવસમાં હવાઇ વિમાનદ્વારા પૂરી કરી શકે તેને ૨૦૦૦૦ પૌંડ (૩ લાખ રૂપીઆ) ઇનામ આપવામાં આવશે.' આ માટે કેપ્ટન વૈસડિવન તૈયાર થયા છે. જેઓ કહે છે કે આ મુસાફરી માત્ર ૨૮૦૦૦ માઇલનીજ છે.

**કયુબાની સાકર**—આ વર્ષની સાકરની પેદાશનું જે અનુમાન થયું છે તે પર-

થી માલુમ પડે છે કે, ક્યુબામાં ૨૫ લાખ ટન સાકર આ વર્ષે પેદા થશે !

**કાળરૂપી હાથી**—મુંબઇ નજીક એક હાથી મસ્ત થઇ ગયો હતો જેને ૩૩ માણસો મારી નાંખ્યા છે. કાળાં કર્મનાં કરનારાઓ ! ધ્યાનમાં રાખજો કે આવીજ રીતે કોઇ દિવસ મૃત્યુ ન થાય !

**ઢોરોનાં વધુ મરણ**—બામ્બે જીલ્લામાં સને ૧૯૧૩-૧૪ની સાલમાં કુલ્લે ૧,૫૦,૦૦૦ ઢોરોનું મરણ થયું હતું જે આખા ભારતના ઢોરોનો ત્રીજો ભાગ છે.

**નવી શોધ**—અમેરીકન સરકારના પ્રીંટીંગ ખાતાવાળા મી. બેન્જામીન સ્ટીકનીએ એક નવું યંત્ર શોધી કાઢ્યું છે કે જે વડે એક મીનીટમાં બાર હજાર સેટેમ્પ છપાઇ તેમાં પોતાની મેળે ગુંદર લગાડઇ અને સુકાઇનેજ બહાર નીકળે છે. આ યંત્રથી ૧૯ કામો એકી વખતે થાય છે અને ખરચમાં ૫૭ ટકાનો બચાવ થાય છે.

**હૃદયવિદારક હોનારત**—સ્ટીમર ટીટેનીકની ગંજાવર હોનારતને બે વર્ષ પણ નથી વીત્યાં એટલામાં ગયા માસમાં અમેરીકાથી ઇંગ્લાંડ તરફ જતી એક ગંજાવર સ્ટીમર નામે 'એમ્પ્રેસ ઑફ આયર્લાંડ' મધરાત્રે કોલસાની સ્ટીમર સાથે ઓચીંતી અથડાઇને દશ મીનીટમાં ડુબી જવાથી ૧૦૦૦ ઉપર માણસ એકદમ ડુબી ગયા છે. માત્ર ૩૫૦ આદમીજ બચવા પામ્યા છે. બધા આદમીને બચાવી શકાય એવાં સાધનો હોવાં છતાં પણ ઓચીંતી એકદમ ડુબી જવાથી બચાવના સાધનો નકામા થઇ પડ્યા હતા. આ બનાવથી આખી દુનીયામાં હાહાકાર વર્તાઇ રહ્યો છે.

**શ્રીયુત તીલકનો છુટકો**:-૧૯ના. ૧૭મીએ શ્રીયુત બાળગંગાધર તીલકને છોડવામાં આવ્યા છે. આથી લોકોમાં ઘણોજ ઉત્સાહ દેખાય છે. તેમની તબીયત ઠીકઠીક છે.

# अमूल्य वचनो.

(૧) સમાજસુધારામાં બે ફાયદા થાય છે. એક તો તેનાથી આપણા જ્ઞાનમાં વધારો થાય છે અને બીજો સંપાદન કરેલું જ્ઞાન બીજાને આપવાથી એનું ભલું થાય છે. 'लोके'

(૨) બુરી સમાજમાં બેસવા કરતાં બ્હેતર છે કે એકાન્તવાસ કરવો, કારણકે એકાન્તવાસ કદી કદી ઉત્તમ સમાજનું કાર્ય કરે છે. 'मिल्टन'

(૩) જે વખતે હું કોઇ નવું પુસ્તક પહેલ વહેલું વાંચું છું તો મને એનાથી એક નવા મિત્ર મળ્યા જેટલો આનંદ થાય છે અને જ્યારે કોઇ વાંચેલું પુસ્તક ફરીથી વાંચવાનું થાય છે તો હું જાણું છું કે મારા એક જુના મિત્રની મુલાકાત થઇ છે. 'गोल्ड स्मिथ'

(૪) ઉત્સાહ વિનાના સંસારમાં એક પણ કાર્ય પૂર્ણ થઈ શકતું નથી. 'ईमरसन'

(૫) જે માણસ મન અને બુદ્ધિને પોતાના કબજામાં રાખી શકતો નથી તે સંસારમાં ભારે કામ કરવા લાયક નથી. 'कारलाइल'

(૬) જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ચુપ રહો, ચુપથી ઉત્તમ બીજી કોઇ વાત નથી. 'फासागोरस'

(૭) સાચી વાત કહો યા તો ચુપ રહો. 'जार्ज हरबर्ट'

(૮) જે માણસ પોતાની બુદ્ધિને, પોતાનો રસ્તો દેખાડનાર બનાવે છે, જે સ્વતઃ માટે વિચાર કરે છે અને જેના મનમાં સ્વતઃ સીધો અને સાચો વિચાર ઉત્પન્ન થાય છે તેની પાસે એક એવો ઉત્તમ મંત્ર છે કે જેની સહાયતાથી તે સીધો ચાલી શકે છે. 'चानिंग'

॥ श्री वीतरागाय नमः ॥
शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

नमः श्री वर्द्धमानाय निर्द्धूतकलिलात्मने ।
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते ॥

वर्ष ७ मुं.] वीर संवत २४४०. श्रावण. विक्रम सं. १९७०. [अंक १० मो.

## संपादकिय वक्तव्य.

आ परिवर्तनशील संसारमां जीववुं अने मरवुं सर्वेनी साथे लागेलुं छे. जे मरे छे ते पुनर्जन्म ले छे अने जे जन्मे छे ते निश्चय एक दिवस मरशेज, पण जे पुरुषना जन्मथी देश, धर्म, जाति अने कुळनी उन्नति थाय तेवाज पुरुषनुं जीववुं सार्थक छे अने तेज पुरुष इतिहासमां अमर नाम करी जाय छे.

**दिगंबरीनो दीवो बुझाई गयो !**

आ अंकनो देखाव जोतांज दरेक वांचकने जणाशे के 'दिगंबर जैन' कंइ महान शोकसागरमां निमग्न थयुं होय एम लागे छे, तो ते शुं हशे ? ए शोक समाचार लखतां कलम कंपेछे, हाथ थरथर धुजे छे अने हैयुं भराइ आवे छे के जेम पाणीनो परपोटो 'छे छे ने नथी नथी' थइ जाय छे, अने जेम दीवो फूंक मारीए ने उडी जायछे तेम हिंदनो दिगंबरीनो दीवो जोतजोतामां ओचींतो होलवाइ जवाथी आखा हिंदना जैनोमां हाहाकार वर्ताई गयो छे अने सर्वेनी दीलगीरीनो पारावार नथी. आखा हिंदना दि. जैनोना महान नेता, उदार, सरळ स्वभावी, अने झगझगता हीरा, श्रीमान् दानवीर जैन कुलभूषण शेठ माणेकचंद हीराचंदजी जे.पी. ए गत अषाड वद ९ने दीने सवारथी रात्रे दश वागता सुधी पोतानुं रोजनुं नियमित कार्य कर्युं हतुं अने छेक ११॥ वागते निद्राधिन थया हता अने कशी पण बीमारी नहोती, छतां लगभग साडा बारने सुमारे एकदम हृदय बंध थई जवाथी पंचत्वने पामवानी खबर अमने बीजे दीने सवारे तारद्वारा मळवाथी अमो अचंबामां अने दिलगीरीमां गरकाव थई गया हता. आ शेठना आवा अकस्मात अवसानथी

कोई स्नेहीओ तथा वधा कुटुंबीओ मळी शक्या पण नहोता अने कोईनी साथे शेठ वात पण करी शक्या नहोता. सवार पडतां वीजळीनी झडपे आ खबर मुंबाईमां फेलाता ३००–४०० जैन अजैन जाणीता पुरुषो चोपाटीने बंगले हाजर थई गया हता अने आ पुण्यात्मा नरना मेतने भारे शांतिनी वचमां अग्निदाह करवा लई जवामां आव्युं हतुं, जेमां शेठ हुकमचंदजी, शेठ सुखानंदजी, शेठ जुहारमल मूलचंदवाळा वगेरे सर्वे स्मशानमां अग्निसंस्कार करती वखते हाजर हता अने ते वखते सर्वेए

"शेठ माणेकचंदजीनी जय"!

एवो ध्वनि एके अवाजे कर्यो हतो, ते जाणे एमज लागतुं हतुं के जाणे देवोएज तेमनी सद्गति जाहेर करवा सारु आ जयध्वनि कर्यो होय! एज दीने आखा हिंदुस्तानमां मुख्य मुख्य स्थळे विजळीनी झडपे आ खबर मळतां आखा हिंदना जैनोमां हाहाकार वर्ताई गयो अने घणे स्थळे व्यापार धंधो बंध करी हडताळ पाडवामां आवी हती; अने बे दिवसनी अंदर मुंबाईमां आ शेठना भाई शेठ नवलचन्दजी उपर सेंकडो दिलगीरीदर्शक तारो अने पत्रो आवी पडया हता तेमज अनेक स्थळे शोकसभाओ थई हती अने हजु थये जाय छे ते आ अंक वांचवाथी वांचकोने जणाशेज. केटलाक वांचकोनी एवी फरीयादो आववा लागी के आवा दुःखदायक समाचार अमने तमे कागळथी केम नथी जणावता, तेथी पछी अमोए २५०–३०० गामोमां खास कार्डो छपावी खबर आपी हती, जे खबर दरेकने अचंबा जेवीज लागी हती, पण बनवा काळ कंई मिथ्या थतुं नथी अने जोतजोतामां शेठ माणेकचंदजी हता न हता थई गया छे!

ॐ ॐ ॐ ॐ ॐ ॐ

आ दानवीर शेठथी आखा हिंदनो एक पण जैन अजाण्यो

दिगंबरीना राजा! नहि होय, केमके एमनी दानवीरता

अने आखा हिंदना जैनो प्रत्येनी एकसरखी प्रिय लागणीथी शेठ माणेकचंदजीनुं नाम सर्व स्थळे परगथुज हतुं. दिगंबरीमां एमना करतां विद्या अने समृद्धिमां बीजा घणाए पुरुषो छे, पण शेठ माणेकचंदजी, स्वभाव, उदारता अने ज्ञातिभागादिने लीधे आखा हिंदना दिगंबर जैनोना एक राजा याने वायसरॉय जेवा हता, केमके ए जे कहेता, ते सर्वे मान्य करता हता, तेम भारतवर्षीय दिगंबर जैन महासभाना प्रमुख पण आ महान पुरुषज हता, तेथी दि. जैनोना राजा कहेवा ए योग्यज लागे छे. एमणे जींदगी दरम्यान दान पुण्यनां शुं शुं महान कार्यो करेलां छे ते आ अंकमां आपेला जीवनचारित्रमांथी वांचकोने मळी आवशेज, पण एटलुं तो अत्रे जणावीए छीए के आ महान

नरना वियोगथी दिगंबर जैन कोमे एक महान संचालक गुमाव्यो छे अने तेनी खोट कदी पण पुराई शकवानी नथी. गुजरात, मुंबाइमां दिगंबरी कोण, ए कोई जाहेरमां जांणतुं नहोतुं अने जैनो ते मात्र श्वे. जैनोज छे एम भासतुं हतुं, पण लगभग २९ वर्ष थयां गुजरातमां अने आखा हिंदमां जे धर्मजागृति आ शेठे फेलावी छे, तेथी जैनोमां दिगंबरी जैनो पण एक मोटो विभाग छे, एवुं जगजाहेर थई गयुं छे.

ॐ ॐ ॐ ॐ

**तन, मन अने धननो भोग.**

कोई तनथी कार्य करे छे, कोई मनथी कार्य करे छे अने कोई धनथी कार्य करे छे पण तन, मन अने धन त्रणेने एक सरखी रीते रोकनार जो कोई वीरनर जैनोमां थयो होय तो ते आ शेठ माणेकचंदजीज हता, के जेओ दश पंदर वर्ष थयां व्यापार धंधाथी फारेग थई रात्रिदिन पोतानो समय जैन कोमनी उन्नति थाय एवां धार्मिक कार्योमांज जातिभोग आपीने रोकता हता; अने लगभग ६२ वर्षनी उमर थवा छतां एक युवान माणसनी माफक दरेक कार्य उमंगथी करता हता. मकानो बांधवा संबंधीनी माहिती अने अनुभव एमनो एटलो विशाळ हतो के कंईपण संस्था के मकान बांधवाना प्लान माटे सेंकडो लोको एमनी सलाह लेता. ए शेठ तीर्थक्षेत्र कमीटीना महामंत्री तेमं अनेक सभा, बोर्डिंगो, पाठशाळाओ वगेरेना प्रमुख तथा ट्रस्टी हता तेथी ते दरेक खाताने एमना अणधारेला ओचिंता स्वर्गवासथी घणीज अगवडो पडशे अने ते खोट पुरावी मुश्केलज छे. मर्हूमने कुटुंब संबंधी अनेक आफतो रहेवी पडी हती, छतांपण धर्मकार्यमां पाछा न हटतां वधु ने वधु धार्मिक कार्यो ठेठ सुधी करता हता. एमना भत्रीजा शेठ प्रेमचंद मोतीचंद तथा भाणेज शेठ चुनीलाल झवेरचंदना अकाळ वियोगथी तेमने असह्य आफत पडेली अने आ बे पुरुषो एवा वीरल हता के तेओ जो आजे होत, तो दानवीर शेठ माणेकचंदजीनुं दरेक कार्य सहेलाईथी उपाडी लेत. आ शेठने बीजी आफत पोतानी एक मोटी अने भोळी पुत्री फुलकोर मृत्यु पामवानी अने बीजी पुत्री मगनव्हेनने २० वर्षनी वयमां वैधव्य प्राप्त थवानी हती, पण जेवुं पुरुषोमां माणेकचंद शेठे नाम मेळव्युं छे, तेवुंज नाम हिंदना तमाम स्त्री वर्गमां श्रीमती मगनव्हेन मेळववा भाग्यशाळी थया छे, तेना प्रताप तेमना पुण्यशाळी पिताज हतां.

वळी आ अल्पज्ञ सेवक उपर शेठ माणेकचंदजी, एक पुत्र करतां पण वधु स्नेह राखता हता अने आजे अमो समाजनी जे कंई अल्पसेवा बजावी रह्या छीए, तेनुं मूळ कारण तेमजन्मा " दिगंबर जैन "

पत्र शरु थवानो मूळ पायो आ शेठथीज रचायो हतो. घणां घणां स्थळोए सभाओ-मां, मेळावडा वगेरेमां अमो आ शेठ साथे जता, जेथी अमने घणुंज जाणवानुं अने जोवानुं मळ्युं छे, जे पाठ कदीपण विसरी जवाय तेवो नथी.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

चार प्रकारना दानो पैकी मुख्यत्वे करीने

**दानवीर शेठ माणेकचंदजी विद्यादाननो महान पाठ.**

विद्यादान माटेनां जे महान कार्यो करी गया छे तेनो पाठ दरेक व्यक्तिए शीखवानो छे. जे पारसी कोम आजे बेएक लाखनी संख्यामां छे ते केळवणीने लीधेज हींदमां अग्रगण्य गणाय छे; तेवी रीते शेठ माणेकचंदजी केळवणीना जे महान कार्योनो आरंभ एवी युक्ति पुरःसर करी गया छे के ते, जो करी छे के जे माटे जैन इतिहासमां आ वीर-नानुं नाम सोनेरी अक्षरे कोतरायलुं रहेशे; तेमज आखा हिंदना दिगंबर जैनोनो अने तीर्थोनो पूर्ण इतिहास, अथाग परिश्रम अने खर्चथी तैयार करावी जे "दिगंबर जैन डिरेक्टरी" आ शेठ प्रकट करावी गया छे, तेथी आखा हिंदना दिगंबर जैनो-नी माहीति सर्वेने घेर बेठां मळी शके एम छे अने ए उपकार कंइ जेवो तेवो नथी.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

मुंबाइमां एक सार्वजनिक महान कार्य

**हीराबाग धर्मशाळा.**

जो दानवीर शेठ माणेकचंदजी करी गया होय तो ते 'हीराबाग' याने हीराचंद [illegible] गुमानजी धर्मशाळाज छे, [illegible] रुप्या सवा लाखना खर्चे एवी तो [illegible] उत्तम सगवड अने व्यवस्थावाळी बंधावी [illegible] छे के दरेक यात्रीने तेमां घर करतां पण [illegible] सगवड मळे छे, तेम तेनां

जनामां हाहाकार वर्तोई गयो अने घणे स्थळे व्यापार धंधो बंध करी हडताळ पाडवामां आवी हती; अने बे दिवसनी अंदर मुंबाईमां आ शेठना भाई शेठ नवलचन्दजी उपर सेंकडो दिलगीरीदर्शक तारो अने पत्रो आवी पड्या हता तेमज अनेक स्थळे शोकसभाओ थई हती अने हजु थये जाय छे ते आ अंक वांचवाथी वांचकोने जणाशेज. केटलाक वांचकोनी एवी फरीयादो आववा लागी के आवा दुःखदायक

ऐक ठेकाणे [illegible] हॉल बांधेलो होवाथी व्याख्यान केमके ए जे कहेता [illegible] पण आ हीराबाग जगजाहेर हता, तेम भारतवर्षीय आखी हिंद. कोम माटेनी सभाना प्रमुख पण आ महान पुरुषथी बने तुं छे. हता, तेथी दि. जैनोना राजा कहेवा योग्यज लागे छे. एमणे जींदगी दरम्यान दान पुण्यनां शुं शुं महान कार्यो करेलां छे ते आ अंकमां आपेला जीवनचरित्रमां-थी वांचकोने मळी आवशेज, पण एटलुं तो अमे जणावीए छीए के आ महान

परिचय यद्यपि हमारा आत्मा उनके आत्माके प्रति दे रहा है, किन्तु व्यवहारापेक्षा अब प्रत्यक्ष भी कुछ (परिचय) देना आवश्यक है। यह परिचय देना भी उनके लिये कुछ नहीं है, किन्तु हमारी वर्तमान व भावी जातिके लिये एक प्रधान गौरवकी बात होगी। यह बात आगे चलकर बतावेगी, कि जैनियोंमें ऐसे आदर्श पुरुष हो गये हैं, कि जिनकी कीर्ति चिरकाल तक चल रही है। उनका इतिहास हम लोगोंके मुर्दे दिलोंमें जीवत्व शक्ति पैदा कर देगा, इसलिये भाइयों, शोकको छोड़ो, अब क्या करें? अब क्या करें? ही मत करते रहो, किन्तु क्या करें का उत्तर भी सुनो—

बड़े पुरुषोंकी सन्तान अपने पूर्वजोंके मरने पर 'हायहाय हइरे'का पाठ नहीं पढ़ती है। न क्या करें क्या करें, इत्यादि कायरों कैसे शब्द मुंहसे निकालती है, किन्तु अपने पूर्वजोंकी कीर्ति सदा स्थिर रखके उनका स्मारक (यादगार) बनाती है। उनके उत्तम गुणोंका अनुसरण करके केवल उनके कुलकी ख्याति ही नहीं फैलाती है, किन्तु अपना स्वार्थ भी साधन करती है, अर्थात् पुरुषत्व पैदा करके महत्वता प्राप्त करती है। ऐसा समझकर भाइयों! आपका कर्तव्य है। यदि आपको सेठजीके वियोगका दुःख है, यदि आपके मनमें कुछ भी कृतज्ञताका अंश है, तो स्वर्गवासी सेठ साहबके चिरस्मरणार्थ उनका एक बड़ा भारी स्मारक बना डालो। जैसे रायचन्द्रजी आदिके नामसे "रायचन्द्र जैन शास्त्रमाला" निकल रही है इत्यादि। इस स्मारक बनानेके लिये बम्बई व सूरतमें एक 'दानवीर सेठ माणिकचन्द हीराचन्द स्मारक फंड' खोला गया है, और अनुमान ५-६ हजारके चंदा भी भरा गया है, परन्तु इतनेसे अभी कुछ कार्य न चलेगा। क्योंकि कोई बृहत् कार्य होना चाहिये और उसके लिये लाखों रुपयोंकी आवश्यकता है, और हमारी कृतज्ञ समाजके लिये यह कुछ (चंदा करके भेजना) कठिन कार्य नहीं है। सहजमें ही हो सकता है इसलिये इस दशलक्षण (पर्यूषण) पर्वमें प्रत्येक ग्रामके भाइयोंको स्वशक्ति अनुसार रुपया इकत्र करके संपादक "दिगम्बर जैन"—सूरतके पते पर सेठ माणिकचन्द हीराचन्द स्मारक फंडके नामसे भेजना चाहिये और सेठ साहबके गुणोंका अनुकरण करके उनके बोये हुवे अंकूरोंकी सेवा करना व और भी नवीन बीज बोना चाहिये। देखें, कौन कौन सज्जन अपनी कृतज्ञता व दिलीशोकका परिचय देते हैं? बस बन्धुओं, अब क्या करें? का उत्तर मिला, कि स्मारक बनावो, (उसके लिये द्रव्य इकत्र करके भेजो) और उनके गुणोंका अनुकरण करो, तथा सेठजीके अनुसार आप भी अपने गुणोंसे संसारको मोहित करके स्वर्ग मोक्षका मार्ग पकड़ो। यही करो, अब यही करो, अब यही करो।

आपका-कृपाभिलाषी—
मा. दीपचन्द परवार-नरसिंहपुर (सी. पी.)

# शोक सप्तकं ।

न्यपतत्किमु ह्यशनिर्गिरीशे चपला स्फाटिकमंदिरेऽमले वा ।
अथवा हिमसंहतिर्विकाले फलसंपादकभूतलेऽनुकूले ॥१॥
जनताशमतोषकोऽमृतांशुर्यदि वार्कस्तिमिरापहा गृहीतः ।
नियतोऽद्यराहुण यमेन महतो माणिकचंद्र एष मेशः ॥२॥
निहता यमनाथ भूरिबोधाः शुभसंपन्निधयः पुरा प्रभूताः ।
अतृपन्न तथापि रे खलेयं विहिता जातिरपि त्वयाद्य दीना ॥३॥
प्रचुरानवबोधसौरभासा चिरसंतापित एष जैनलोकः ।
परिशांतिमियाय यस्य मूले क्षितिजं त्वा परिलोचयामहे कः ॥४॥
गुणमाल! विनम्रभालजातिर्न हि चक्रे परिभूषणं परं त्वा ।
गुणमानवभारतीयराज्यं पद. जे. पि. प्रतिदानतोऽपि भूयः ॥५॥
समतोपि सुदर्शनं यदीयं विविधेहाकुलितेक्षणान्मनुष्यान् ।
गुणपत्रविलंबि बाहुशाखं शुभ कल्पद्रुममाप्नुमः कुतस्त्वाम् ॥६॥
धनविभ्रहमानसेषु केचिद्भुवि जाता विकलेन कार्यकाः प्राक् ।
सकलेन बलेन किंतु धीमज्जनि त्वां परिलोचयामहे कः ॥७॥
जनिर्यसंपन्निधनाकुलं त्वत्कथंचनायोपि मनः परत्र ।
लभेहि शांतिं तव यांतु वंश्याः शुभाभिवृद्धिं ननु कामना नः ॥८॥

काशीस्थ विद्यार्थिसप्तक ।

---

[illegible] परन्तु [illegible]य ! क्या यह पर्वतपर वज्र गिरा ? या निर्मल स्फटिक-मन्दिरपर
[illegible]यम है कि प्रायः [illegible]न वृक्षोंके फलनेका अनुकूल समय आनेपर उनपर हिम समूहने
जाते है, त्यों त्यों जीव [illegible] ॥१॥
कषायोंमें फंसकर शोकसे शां[illegible]र लोगोंको सुख-शान्ति देनेवाले चन्द्रमाको या अन्धकार नष्ट
हैं । यहां तक कि सी अपने [illegible] उसी तरह सेठ माणिकचन्द्रजी निर्दय काल द्वारा ग्रसे गये॥२॥
खोकर विषयावस्थामें भी [illegible]हले बड़े बड़े ज्ञानी और बुद्धिमानोंको अपना ग्रास बना चुका
खान पान शृंगार भूषणा[illegible] नहीं हुआ, जो आज तूने सेठ माणिकचन्द्रजीको हरकर सारी
[illegible] बना दिया ! ॥३॥

जैनसंसार बहुत समयसे अज्ञानरूपी भयंकर गर्मीसे संतप्त हो रहा था। भाग्यहीसे उसे सेठ माणिकचन्द्रजी सरीखे शीतल-वृक्षके नीचे आकर शान्ति मिली थी। हाय! उसे अब हम कहाँ देखेंगे? ॥४॥

हे गुणाकर, इस विनीत जातिहीने आपको अपना भूषण नहीं बनाया, पर गुणियोंका आदर करनेवाली भारत सरकारने भी जे० पी० का पद प्रदान कर आपका उचित सम्मान किया! ॥५॥

अनेक प्रकारकी वस्तुओंको देखनेकी इच्छासे असन्तुष्ट नेत्रोंको जिसका सुन्दर दर्शन सन्तुष्ट करता था, उस श्रेष्ठ कल्पवृक्षको अब हम कहाँ प्राप्त करेंगे? जिसके पत्रकी जगह तो आपके गुण थे और उँगलियोंकी जगह हाथ ॥६॥

सेठ साहब! ऐसे तो बहुत लोग हो चुके हैं, जो किसीने धनको, किसीने शरीरको और किसीने मनको समाजके हित लगाया, पर उन सबमें आप एक ही हुए जो आपने अपना तन, मन और धन समाजके लिये अर्पण किया। हाय! आप जैसे पुरुष रत्नके अब हम कहाँ देख पायँगे? ॥७॥

हे दयासागर, आपकी मृत्युसे हमारे अशान्त मनको किसी तरह समझाना ही पड़ेगा। (क्योंकि उसके लिये सिवा इसके कुछ गति ही नहीं है)। अन्तमें हम चाहते हैं कि आपका पवित्र आत्मा शान्ति लाभ करे और आपका कुटुम्बवर्ग भी सुखी हो।



## शोकोद्गार.

આજે આપણી આસપાસ જે ગ્લાનિ તથા શોકની છાયા પ્રસરી રહી છે તે શાની છે? સર્વ કોઇ આ દુનિયાના દિગમ્બર જૈન નાનાથી તે મોટા સુધી ગળગળીત કન્ઠે કહી શકે છે કે આ અસહ્ય ગ્લાનિ તે આપણા અભેદ માર્ગપ્રવાસી, અહનિશ સુરલોકમાં વિરહનાર, તત્ત્વવિદ્ તથા માનવકુળમાં મનુષ્યાકૃતિથી ફિરસ્તાના રૂપમાં આવેલા દિગમ્બર કોમને આખા ગુજરાતમાં ઓળખાવનાર અગ્રગણ્ય દાનવીર જૈન કુલભૂષણ શ્રીમાન શેઠ માણેકચંદ હીરાચંદ જે. પી. ના અવસાનને લીધેજ છે. અવસાન સમય વ્યતીત થયો, તોપણ તે વિષેનો વિચાર કરીએ છીએ, તો આપણું હૃદય એકાએક વિદીર્ણ થાય છે. સન્ધ્યાકાળ પછી રાત્રી પડવાના સમયે જ્યારે એકાએક મેઘયૂથ ચઢી આવવાથી તેજઃપુંજ નષ્ટ થાય છે અને બધે શૂન્ય નિરવ અને શમશમાકાર લાગે છે, તેમ આજે પણ જૈન કોમના આગેવાન શ્રીના સ્વર્ગપન્થ તરફ રવાના થતાં જે શોકે આપણા હૃદયને ઘેરી લીધો છે તેથી ખરેખર આનન્દ રૂપ તેજઃપુંજ આજે આપણામાંથી નષ્ટ થયું છે. હા! આજે તે પુણ્યાત્મા અને **પરોપકારી**ના ગુણ સ્મરણ થઇ આવતાં હું બોલવા કંઇ પ્રયાસ કરૂં છું કે તરતજ હૃદય એકાએક કંપવા લાગે છે. મન જાણે કે બેશુદ્ધિમાં પડ્યું ન હોય એમ લાગે

છે. અને કણ્ઠ પણ બાષ્પ કલુષિત થઇ જાય છે. હા! આ બનાવે આપણા હૃદયાકાશને ઘેરી લઇ જે આપણા મનના તરંગોમાં વિકૃતિ ઉત્પન્ન કરી છે, તે હવે આપણા ઉદ્ગાર રૂપે કોના આગળ ઢોળીશું? હા, પ્રભો આ હૃદય સ્વાર્થને લીધે એટલું બધું કઠણ થઈ ગયું છે તે ફાટીને ચુરા થઇ જતું નથી.

અહા મહાત્મન્! આખરે એ મધુર, એ દયાની ખાણ પરોપકારી જીવડો! અનન્ત વિશ્વની અપરિમિત લીલામાં જીવનનું ટુંકું પ્રયાણ આદરી આપજ્યોતિ રૂપે સૂર્ય લોકના પડદા ભેદી પરમપૂરાણ ત્રિભુના અલૌકિક ધામમાં વિરમો છો. પ્રેમાળ સાત્વીક તેજથી ભર્યાં નયનો આ ફાની દુનીયામાંથી હંમેશને માટે ઉડી ગયાં. આ વિચાર હૃદયભેદક છે. હે કુળભૂષણ! આપ આ સ્થળનો ત્યાગ કરી દિવ્ય પ્રદેશમાં સીધાવ્યા, પણ આપણી પાછળ રહેલા દિગંબર જૈનગણની શી અવસ્થા થશે? છોડવાઓની દરકાર રાખનાર ખરો માળી ચાલ્યો ગયો, પછીથી ઉદ્યાન શોભા કેવી રીતે નવપલ્લવ કુસુમવાસિત થાય? પ્રજાન્તક આ દયાશીળ જૈનનો શો અપરાધ હતો કે ત્હેં છળકપટ કરી ત્હેમના પરોપકારી જીવડાને ત્હારી પાસે બોલાવી લીધાં. અરે જનાપકારિન્ પ્રજાન્તક! ખરેખર મનુષ્યોને ફસાવવાને તું કંઇ કંઇ ઉપાય કરી રહ્યો છે.

અરે વિધિ! તું જાણે છે કે હું તો આ જગતમાં એક જાતની ક્રીડા કરું છું પણ "કાગડાનું બેસવું અને તાડનું પડવું" એ પ્રમાણે ખરેખર અમારૂં તો આથી વિપરીત થયું છે. અરે આ સમયે જો, કોઇ મૃત્યુ ભૂમિના માણસે આવો છળકપટ કર્યો હોત તો અમે ન્યાયમંદિરમાં જઇને તેની સામે લડત, પણ હવે હે ક્રુર વિધિ! ત્હારી સામે અમે ક્યા ન્યાયમંદીરમાં જઇને દાવો કરીએ અને ત્યાં અમારો પક્ષ કરનાર કયા વકીલ યા બેરીસ્ટરને શોધવો? અમારે નસીબે તો હવે હમેશને માટે રોદણાં રડવાનાં રહ્યાં અને અમે તે પ્રમાણે રોદણાં રડીશું.

× × × × ×

હા. મહાત્મન્! સર્વ સામગ્રીથી ભરેલા વહાણના જેવી તમારી માનસિક સમૃદ્ધિની સ્થિતિ હતી તેથી જે બંદરે આ વહાણ ઉતરતું ત્યાં યશ દાખવતું અને વિજયી પ્રકાશતું. આપે આપનું જીવન જીવનતત્વનો એ ગંભિર અર્થ કરી ગાળ્યું હતું. આપના હૃદય-ગિરિમાંથી અનુકમ્પા, સ્નેહ, ઉત્સાહ, પ્રશમ, સંવેગ, આસ્તિક્ય અને ઔદાર્યના વિમળ ઝરણાં હંમેશાં વહ્યાં કરતાં હતાં. જીવનની ગાંભિર્યતાના વિચારે-આપના હૃદય ઉપર એટલી ઉંડી અસર કરી હતી કે તેથી આપે જીવનશૈલની કઇ દિશામાં વિશાળ અને રમણીય ઉચ્ચ ભૂમિકા આવી છે તે વિષે સારૂં સંશોધન કરી જીવનયાત્રાને તે પંથે સ્વીકારી હતી. આથીજ દિન પ્રતિદીન ઉર્ધ્વ પ્રયાણ કરતાં એમના આત્માએ દેહરૂપી મૃતપિંડની અવગણના કરી હતી.

પ્રેમની સાંકળો તૂટી ગઇ, સંસારની સ્વપ્ન વસ્તુ અદૃશ્ય થઇ! પરોપકારનો અખૂટ ભંડાર, દયાનિધાન હમેશને માટે વિલોપ થયો! હા! અરેરે મનોહર મૂર્તિ...પરોપકારી જીવડો અદૃશ્ય થયો! શું હવે તે આ સ્વપ્ન માયા તરફ પ્રયાણ કરશે? હે બોર્ડીંગ વત્સલ! શું ત્હારી ઉંચ આશાઓ ફળીભૂત કરશે!

રે કોન્ફરન્સ! શું ત્હારો નેતા ફરીથી ત્હને બોલાવવાને મોટા સાદે હાક મારશે? ના, ના. અસત્યના તિમિરો ભેદ્યા, સત્યના દ્વારે પેઠા અને સ્વર્ગીય સુખો અનુભવવા લાગ્યા, સંસારને તુચ્છ ગણ્યો, માયાથી અળગા થયા અને અમરત્વમાં એકાકાર થઇ ગયા. શાંતની ચીતા પ્રદિપ્ત કરી અને શાન્તવત્ સં-

રીરને અગ્નિ જ્વાળમાં પ્રવેશ કરાવ્યો, પંચ તત્વો પંચમહાભુતમાં મળી ગયા અને સ્થુલ મૂર્તિ સર્વને માટે અદ્રશ્ય થઇ.

આહાહા! સર્વનો સંબંધ તૂટયો, સરિતાના નિર્મળ જળમાં સ્નાન કરી પ્રેમનો પ્રભાવ, પરોપકારનો અખૂટ ભંડાર હમેશને માટે તરતો મુકયો અને તે અંતીમ મૂર્તિને છેલ્લા નમસ્કાર કરી દુનીયાનાં સ્વકાર્યમાં લક્ષ આપ્યું.

હે વિભો! અમારા આ પરોપકારી જીવડાને અને સર્વના મિત્રના આત્માને શાન્તિ આપી સુખમય કોષમાં પ્રવેશ કરાવ અને સ્વપ્નવત્ દુનિયામાં વિખુટા પડેલા આત્માઓને આશ્વાસન આપ.

હે પ્રભો! જે અનુપમ ગુણનિધાન પવિત્ર આત્માના પ્રકાશથી દિગંબર જૈન કોમ ઝળહળી રહી તે અત્યારે અમારા હતભાગ્યને લીધે સદાને માટે ચાલ્યા ગયા છે. અન્તિમમાં હે પ્રભુ! અમારી એટલી વિજ્ઞાપના છે કે તે પુણ્યાત્માને હમેશાં શાન્તિ આપો.

મનસુખ કાલીદાસ-બોરસદ.

---

# कर्मवीर माणेकचंद.

चलं विचं चलं चित्तं चले जीवित यौवने ॥
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥

**ભાવાર્થ**—ધન ચંચળ છે, ચિત્ત ચંચળ છે, જીવિત ચંચળ છે, યૌવન ચંચળ છે, અને બધું ચળાચળ છે, તેથી જેની સારી કીર્તિ છે તે પુરૂષજ જીવે છે.

પ્રિય વાંચક! સૂર્ય ઉગે છે અને આથમે છે, નદીમાં પૂર આવે છે અને જાય છે, આવણુ માસે વરસાદના ઝાપટા પડે છે અને ઘડીમાં તિરોધાન થઇ જાય છે, વીજ ચમકારા કરી આપણા ચક્ષુઓને આશ્ચર્યમાં ગરકાવ કરી છેતરી અદ્રશ્ય થઇ જાય છે, ઘડાની રેંટમાળ ફરી ફરીને પાછી ત્યાંની ત્યાંજ આવે છે, તેમજ પાણીના પરપોટા જેવો અનેલો આ નાશવંત દેહધારી મનુષ્ય જન્મે છે અને મરે છે, ત્યારે આવા અનિયમીત જાતના કાર્યો માટે મનુષ્યે શોક અને હર્ષ શામાટે ધારણ કરેવો જોઇએ?

ખરેખર! જે સૂર્ય સદૈવ પોતાના કીરણો દ્વારા પ્રકાશ આપી આપણને તેજોમય બનાવી રહ્યા હોય, જે નદી નિશ્ચિંતપણે મ્હોટું પેટ રાખી આવતા પૂરને શાન્તી આપી રહી હોય અથવા તૃષાતુર દુઃખી પુરૂષને ત્હેની તૃષાને શાન્ત કરી આશ્વાસન આપતી હોય, જે વરસાદ ધીમેધીમે વર્ષી જમીનમાં પાણી પચાવી કૃષિકારોના **મન રંજન** કરતો હોય, જેને વીજને આકર્ષી, પોતાને સ્વાધીન બનાવી જગતની વિશાળ દૃષ્ટિ સમક્ષ મૂકી હોય, જે જીવાત્મા પોતાના જીવનને અલ્પ ગણી પોતાના સહચારી બન્ધુઓ માટે, પોતાનાં પ્રાંતના બાળકો માટે કે તેઓની દશા શોકજનક દેખી તેઓને ઉગારવા માટે કે દુનિયાની હરીફાઇમાં આગળ વધારવા માટે જેને અનેક સંસ્થાઓ ખોલવા ખોલાવવા અનહદ પરિશ્રમ લીધો હોય, એવા સૂર્ય જેવા પ્રકાશમાન, સરિતા જેવો સમભાવ રાખનારા, આસ્તે આસ્તે દરેક કાર્યો ઉત્સાહપૂર્વક કરી બતાવનારા, જેને વીજળીક બળ આપી આપણને નવું જીવન પ્રાપ્ત કરાવ્યું હોય, જે મનુષ્યે પોતાનું જીવન સમાજના ઉત્કર્ષ માટેજ અર્પણ કર્યું હોય, જેઓએ આપણે માટે લક્ષ્મીનો ભોગ આપી અગણીત પ્રયાસો આદર્યા હોય તેમજ આલોક અને પરલોક બન્નેને સુધારનાર જે સરસ્વતી, તેનો જેને ઉદ્ધાર કર્યો હોય, તેમના ગુણાનુવાદ દેશોદેશ ગવાય, તેઓને માટે તેમનો સમાજ,

અબાળવૃદ્ધ શોકગ્રસ્ત, નિસ્તેજ અને વિહિણું થયેલા દૃષ્ટીગોચર થાય; તેમજ તેઓને માટે પવિત્ર પ્રેમીઓ અનેક રાગ રાગણીમાં ગુણાનુવાદોના બ્યુગલો ફુંકે, પત્રકારો શોક પ્રદર્શિત કરવા પોતાના હૃદય પટરૂપી પત્રોપર વિરહ ભાવનાઓ રૂપી કાળી બોર્ડરની મર્યાદા બાંધી, હૃદયાકર્ષક લખાણો લખી કોલમો ભરે એટલુંજ નહિ, પણ તેઓની છબી પ્રેમી હૃદયોમાં કોતરાઇ રહે એમાં શું આશ્ચર્ય?

वदनं प्रसादसदनं सदयंहृदयं सुधामुचो वाचः।
करणं परोपकारणं येषां केषां न ते वन्द्याः॥

ભાવાર્થ—જેઓનું મુખ પ્રસન્નતાનુંજ ઘર છે, જેઓનું હૃદય દયાવંત છે, જેઓની વાણી અમૃતને વરસાવનારી છે અને જેઓનું પરોપકાર (પારકાને માટે ઉપકાર કરવો) એજ કર્તવ્ય છે, તેવા પુરૂષો કોને વંદન કરવા યોગ્ય નથી? જ્યારે એમ છે ત્યારે તેવા સર્વ સદ્‌ગુણભૂષિતને નેતાઓનો સમાગમ દૂર થતાં કયો સત્ય ધર્માનુરાગી તેમના ગુણાનુવાદ ગાવાની ઇચ્છા નહિ કરે? કયો કઠોર હૃદયનો પુરૂષ તેઓના સ્મારકમાં નાણાં ભરવા ઇચ્છા નહિ કરશે? અલબત કરશેજ!

વિશુદ્ધ પ્રેમીઓ! આવા એક કર્મવીર સમાજનેતા, હિંદુસ્તાનના એક સુપ્રસિદ્ધ, શ્રીમાન, ઉદારચિત્ત ધર્માત્મા અને દાનવીર, બોર્ડિંગ હાઉસ અને શિક્ષણ સંસ્થાઓના પિતા, દિગંબર જૈન સમૂહના એક ઝગઝગતા કોહીનુર, તેમજ સમસ્ત જૈન સંઘના સ્તંભરૂપ ગણાતા અને ઉત્સાહી અગ્રેસર જૈનકુલભૂષણ દાનવીર શેઠ માણેકચંદ હીરાચંદ જે. પી. ના અચાનક સ્વર્ગવાસથી કદીપણ ન પૂરાય એવી જે ભારે ખોટ આપણને પડી છે તે માટે આ લેખીની, આ હૃદયની અસરંસાઓ પ્રગટ કરવા અસમર્થ છે, તેનું ભાન મ્હારે ક્યા શબ્દોમાં કરવું!

અરે! હાય! માણેક મોત લખતાં,
દર્દ દિલમાં થાય છે;
લખતાં અચાનક મોતને,
મુજ કલમ ધ્રુજી જાય છે.

હે ગુણિયલ સમાજ! એક વખત આપણે ધર્માનુરાગ છોડી મિથ્યાત્વના ખાડામાં પડયા હતા, એક વખત આપણા પુત્રોને કેવી કેળવણી આપવી તેની આપણને ખબર પણ નહોતી અથવા કેળવણી એટલે શું તેથી પણ આપણે અજ્ઞાત હતા, એક વખત આપણી બાળાઓને કેવી કેળવણી આપવી કે જેથી ખરી સાધ્વી, સન્નારી કે ગૃહિણીઓ ઉદ્‌ભવી શકે વિગેરે અનેકાનેક બાબતોથી આપણને વાકેફ કરનાર જો કોઇ હોય તો એક શ્રીયુત્ માણેકચંદજ હતા. તેઓના અને તેમના કુટુંબીઓના ભેગા બળથી પરંતુ વીરનર માણેકચંદના ઉપદેશામૃતથી આપણા આંગણા પાસે, (ગુજરાતમાં) અને એઓથીનું અનુકરણ કરી આજે આપણા સમાજમાં લાખોના દાન થવા માંડયાં છે, તેમજ ઘણે ભાગે એમનાજ પ્રયાસથી સમસ્ત ભારતમાં દિગંબર સંપ્રદાયમાં બોર્ડિંગો, શ્રાવિકાશ્રમો, પાઠશાળાઓ, કન્યાશાળાઓ, પુસ્તકાલયો, ઓષધાલયો વિગેરે સંસ્થાઓ પુર જાહોજલાલીમાં ચાલતી દૃષ્ટીગોચર થાય છે. તેમજ આપણા ગુજરાતમાં એમનેજ સ્થાપેલી બોર્ડિંગમાંથી બી. એ. સુધીની ઉચ્ચ ડીગ્રી સંપાદન કરી કેટલાક રત્નો બંહાર પડયા છે અને કેટલાકો એવી ડીગ્રીઓ મેળવવા ભાગ્યશાળી થશે એમાં સંશય છેજ નહિ, પરંતુ દિલગીરી સાથે મ્હારે કહેવું પડે છે કે એ બી. એ.ની ડીગ્રી સંપાદન કરનારાઓ જાણે બી. એ. ના અભ્યાસમાં બાંધા હોય તેમ અથવા તો બી. એ. નો અભ્યાસ કરતાં મગજ કંટાળી ગયા હોય અથવા પહોંચેલા શ્રમથી શાન્તિ લેતા હોય

તેમ ગુજરાતમાં એક પણ વ્યક્તિ અગ્રગણ્ય ભાગ લેવા અથવા સમાજ હિતાર્થે આ પત્ર દ્વારા બે શબ્દ લખવા ઉત્સુક થઇ નથી, એ કેટલું શોચનીય છે? આપણાપર અગણિત ઉપકારોમાંથી એ નરરત્નના એક મહદ્ ઉપકારનો ઉલ્લેખ કરૂં તો તે અસ્થાને નહિ ગણાય.

ગુજરાતના મશહુર શહેર સુરતના વતની રા. કેશવલાલ ડાહ્યાભાઇ કોલેજમાં અભ્યાસ કરવા મુંબાઇ ગયા હતા, તે વખતે ત્યાં ગોકુળદાસ તેજપાળની એક હિન્દુ બોર્ડિંગ હયાત હતી, તે બોર્ડિંગનાં કાર્યવાહકોએ જૈન જાણીને રા. કેશવલાલને રહેવા દેવા ના પાડી હતી ત્યારે નિરાશ, લાચાર અને ઉદાસિન ચ્હેરે રા. કેશવલાલ ધર્મપ્રેમી શેઠ માણેકચંદ પાસે ગયા અને બોર્ડીંગમાં જે બીના બની હતી તે સર્વે વિદિત કરી. સાંભળતા શ્રીમાન્ માણેકચંદનું હૃદય અત્યંત શોકનિમગ્ન થયું, પરંતુ જૈનધર્મના મહાન ઉપાસકે, સ્વધર્મી યુવકોની આવી આપત્તિ દૂર કરવા, એ ઉદ્દેશને હૃદયસ્થ કરી વિદ્યાવિલાસી માણેકચંદે તત્કાળ મુંબાઇમાં બોર્ડીંગ ખોલી હતી. પ્રિય ગુર્જરીના વીર તનયો! શું આપણા પર આ જેવો તેવો ઉપકાર? વીરના એ વીર પુત્રે આપણા માટે સર્વસ્વ મેળવી આપ્યું છે, પરંતુ તેનો ઉપભોગ કરી વીતરાગી મહાવીર પિતાની કીર્તિ–ધર્મધ્વજા પૃથ્વી તલપર ફેલાવવી એજ કર્તવ્ય છે.

આ ન વિસરી શકાય, ન ભૂલી શકાય કે આ માનવ હૃદયમાંથી ન નીકળી શકે, એવા મહદ્ ઉપકારનો બદલો આપણે અને એઓશ્રીના આશ્રયથી ઉચ્ચ કેળવણી પામેલા તેમજ તે કેળવણી દ્વારા પોતાના કુળની કીર્તિને દીપાવી રહેલા આપણા ગુજરાતના વિદ્યાસંપન્ન યુવકો ક્યારે પાડ વાળી શકીશું. મ્હારી માન્યતા પ્રમાણે એ પાડ, એ ઋણ અને એ ઉપકારનો બદલો વાળવાનો ખરેખરો વખત આપણને હમણાં પ્રાપ્ત થયો છે, તે એજ કે આ પત્રદ્વારા શ્રીયુત માણેકચંદનું સ્મારક ફંડ ઉઘાડવામાં આવ્યું છે, તેમાં સમાજહિતૈષી વર્ગે ગુજરાતમાં તેમજ હિંદુસ્તાનમાં આપણા દિગંબર સંપ્રદાયની જ્યાં જ્યાં વસ્તી હોય તે તે ગામ ફરી લાગવગથી, કે શહેરમાં નાખી આ ફંડમાં નાણાં ભરાવવા ફરજ પાડવી જોઇએ, તેમજ દરેક **ગામોની** પંચે ફંડ ભેગું કરી જલદીથી આ પત્રના અધીપતિના સરનામે રવાના કરવું જોઇએ. આ ફંડ આપણને કેવો લાભ આપશે એ કહેવું આ સ્થાને 'સોનાપર ઘોળ ચડાવવા' જેવું છે, કારણ કે સમાજની સેવા આ પત્ર કેવી રીતે બજાવે છે તે સર્વને વિદિતજ છે, માટે આળસ અને નિંદ્રામાં ન પડી રહેતાં સત્વર સુજ્ઞ બન્ધુઓએ આ કામ ઉપાડી લેવું જોઇએ. શું કહું? આવા વીરનરનાં યશોગાન ગાઇ સમાજના હિતને માટે ઉભા થયેલાં ફંડને માટે સમાજ પાસે ભીખ માંગતા પણ સભ્યતાને કે આબરૂને ખામી આવે તેમ નથી.

ઉપર કહેવાઈ ગયું છે કે આ બદલો વાળવાનો ખરેખરો વખત આપણને હમણાં મળ્યો છે, તે સર્વે કોઇ ભાઇબંધ ગુજરાતીઓને માન્ય હોય તો ગુજરાતની દરેક પંચે ઘર દીઠ, કે પોતપોતાની સંપત્તિ અનુસાર પરંતુ દરેક ગુજરાતી બન્ધુઓએ આ ફંડમાં રકમો ભરવીજ જોઇએ અને તે ત્યાં સુધી કે એક પણ ઘર ખાલી રહેવું નહિ જોઇએ, તેમજ જો આપણામાં એ ઉપકારનો બદલો વાળવાની ભાવના અને હિંમત હોય તો ગુજરાતના સુરત, અમદાવાદ આદિ સ્થળોનાં શ્રીમંત ઉત્સાહી અને લાગવગ ધરાવનારું એક મંડળ–કમિટી નીમી ગુજરાતના ગામેગામ ભ્રમણ કરી સગાસ્નેહી કે આપ્તજન પૈકીઓને, સરસપારસ કે શરમમાં નાંખીને આ ફંડમાં સારી રકમો ભરાવી આપવી જોઇએ, તેમજ આપ-

શું શ્રીમંત નેતાઓના મ્હોળા વેપારીના દબાણથી ન બની શકે, તો વિદ્યાવિલાસી શ્રીયુત્ માણેકચંદભાઇના આશ્રયથી કે એઓશ્રીએ સ્થાપન કરેલી બોર્ડીંગમાંથી વિદ્યાનું અધ્યયન કરી ફારગત થયેલા બન્ધુઓએ વોલન્ટીયર્સની માફક સેવા બજાવી બનતી કોશીષે આ ફંડમાં નાણાં ભરાવવા જોઇએ. ત્યારેજ આપણું ભૂષણ; ત્યારેજ આપણાપર કરેલા ઉપકારનો બદલો વાળ્યો કહેવાશે અને ત્યારેજ આપણે કૃતાર્થ થયેલા કહેવાઇશું. એશઆરામમાં મજાહ માની પડી રહી આ અમુલ્ય વખતને હાથથી ગુમાવી દેવાનો નથી. માટે ભાઇઓ ! સત્વર આ પત્રના અધિપતી મહાશયપર મનીઓર્ડરો રવાના કરો. અત્યારે તો એટલુંજ કહું બસ છે. इत्येव किंबहुना.

જે ગુજરાતીઓ અને દિગંબર સંપ્રદાય જેવો કે એક વખત હસ્તીમાંજ નહોતો. જે ગુજરાતીઓને ઘેરઘેર શાસ્ત્ર શું છે, જૈનધર્મના વ્રત નિયમો કેવાં છે, જૈનધર્મમાં આહારવિહાર કેવાં છે તેનુ શિક્ષણ આપનાર જે જૈન દેરાસરોમાં કે ભંડારોમાં ઉધાઇની ભોગ થયેલા શાસ્ત્રો, તેનો ઉદ્ધાર કરી આધુનિક પદ્ધતી પુરઃસર લખાવી, છપાવી આપણી સમક્ષ મુકનાર, જે શાસ્ત્રોના અધ્યયનથી થઇ ગયેલા પવિત્ર મુનીગણોના સત્ય શબ્દોનું પાન કરી ભાવી સુધારવા ઉત્સુક બન્યા છીએ. વિશેષમાં જેને પ્રતાપે આપણે કેળવણી પામ્યા છે. આપણને તેમજ આપણા દિગંબર સંપ્રદાયને દુનિયામાં ઓળખાવ્યો છે, તેમજ આપણા દિગંબર જૈનો માટે અનેક વિદ્યાલયો ઉભા કર્યા છે, કરાવ્યા છે અને તેથીજ આજે જૈનોના ત્રણે ફીરકામાં દિગંબર સંપ્રદાયને મુખ્ય નંબરે મુકવા ભાગ્યશાળી થયા છીએ, એવા શ્રેષ્ટ પુરૂષને માટે પોતાની સમાજ જે કરે તે થોડુંજ છે. હે મહાવીર પ્રભો ! એ પવિત્ર આત્માને અહોનિશ શાન્તી બક્ષ એટલી હમારી અનન્ય ભાવે પ્રાર્થના છે, તેમજ આપણે "ગોલ્ડસ્મિથ્" ના શબ્દોમાં કહી શું કે—

મ્હારી રમતગમતના મિત્ર, પુરાણ શી પ્રીત,
સદા સુખી રહેજે;
તુજ ધરની ચોર્યાં પ્રતિપ્રાળ કરો,
સ્વર્ગો દેવ જે જે તે.
ॐ शांतिः शांतिः शांतिः

( લઘુભ્રાત સરૈયા–સુરત. )

# अनुकरणीय पुरुषनुं अवसान.

પ્રિય જૈન બંધુઓ, મહાત્મા કબીરનું વાક્ય છે કે—

"जब तुम आये जगतमें, सब हसे तुम रोय;
ऐसी करणी कर चलो, तुम हसे सब रोय."

અર્થ—હે પુરૂષ ! જ્યારે તારો જન્મ આ દુનિયામાં થયો હતો, તે વખતે તું તો રોતો હતો, પણ તારા માતાપિતા તથા અન્ય સગાંસંબંધી તારા જન્મ (પુત્રપ્રાપ્તિ) ના સમાચાર જાણીને હસતાં હતાં; હવે તું એવી કરણી કરીને દુનિયામાંથી જજે કે જેથી મરતે સમયે તું હસે ને તારા મરણથી અન્ય સઘળા રવે.

ભાવાર્થ—એ છે કે જ્યારે મનુષ્ય સુકૃત કરીને આ દુનિયામાંથી જાય છે, ત્યારે તેને એમજ લાગે છે કે આ દુનિયામાં આવીને મેં તો મારૂં કર્તવ્ય બજાવ્યું છે, પણ તેવા માણસના વિયોગથી સઘળા આપ્તજનો રૂદન કરે છે.

આજે આપણે તેવા એક નરરત્નને આ સંસારમાંથી વિદાય થઇ ગએલ જોઇએ છીએ. દિગંબર જૈન સમાજમાં એવો ભાગ્યેજ કોઇ માણસ હશે કે જે દાનવીર જૈનકુળભૂષણ

શેઠ માણેકચંદજી જે. પી. ના નામથી અપરિચિત હશે. તા. ૧૯મી જુલાઇનો દિવસ દિગંબર જૈન સમાજને વાસ્તે ઘણોજ કમનસીબ લેખાશે કે જે દીવસે ઉપરોક્ત શેઠ સાહેબ તેમના કુટુંબીઓ તથા અન્ય આપ્તજનોને બદલે આખા દિગંબર જૈન સમાજને શોકસાગરમાં છોડી હરહંમેશને માટે આ દુનિયામાંથી ચાલી ગયા છે.

જે મહાન પુરૂષે નિદ્રામાં પડેલી જૈન સમાજને જગાવી પોતાના કર્તવ્યનું ભાન કરાવ્યું છે એટલુંજ નહીં, પણ ખુદ પોતે તન, મન અને ધનથી ભગીરથ પ્રયત્ન આદરી ઠામ ઠામ સભા, સોસાયટીઓ, શાળાઓ, બોર્ડીંગો-સ્કુલો સ્થાપી છે. આવા એક મહાન નરને લઇ લેવામાં દૈવને પણ કેમ દયા નહીં આવી ? અત્યારે તેના વિના સારી સમાજ સુની પડી છે. સામાજિક નાવને ભરદરિયે છોડી સુકાની અંતર્ગત થયો છે. હવે સદરહુ નાવને કયો વીરપુરૂષ (સુકાની) કયે કિનારે લઇને છોડશે, તેજ જોવાનું રહ્યું છે.

વાંચકો, મરવું બધાને છે, મરણ કોઇને છોડનાર નથી. પણ જન્મવું અને મરવું તેનુંજ સાર્થક છે કે જેણે પોતાનું જીવન પરોપકાર અર્થે ખર્ચ્યું છે. તેવા માણસો મરવા છતાં પણ તેમની કીર્તિ તો અચળજ રહે છે. શેઠ માણેકચંદજી આજ આ દુનિયામાં નથી, પણ તેમણે જે કૃત્ય કર્યાં છે, તેથી તેમનું નામ હરહંમેશને માટે અમરજ રહેવાનું.

દિગંબર જૈન સમાજની અવનત દશા થવાનું મૂળકારણ જે અવિદ્યા હતી તેને દુર કરવાને માટે શેઠ સાહેબે જે જે સ્તુત્ય પગલાં ભર્યાં છે ને વિદ્યા પ્રાપ્ત કરવાને માટે જે જે સાધનો તેમણે પુરાં પાડયાં છે, તે સર્વને જાહેરજ છે. આજથી વીસ વર્ષપર ગુજરાતમાં અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીઓને કેટલું ખર્ચ કરવું પડતું, તેમ અમદાવાદ તથા મુંબાઇ શહેરમાં કે જ્યાં ખાવાનું મળે પણ રહેવાનું ન મળે તેવે સ્થાને રહેવામાં કેટલી અગવડો વેઠવી પડતી તેના અનુભવ જેને છે તે અત્યારે શેઠ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

પૈસા કમાવા તો સૌ કોઇ જાણે છે, પણ તેને સદ્રસ્તે લગાવી જાણનાર થોડાજ છે. પોતાની નામનાને ખાતર પૈસા ખર્ચનારની જૈનસમાજમાં ખોટ નથી, પણ જમાનાને અનુસરી કયે રસ્તે પૈસો ખર્ચવાની જરૂર છે તે સમજનાર તો શેઠ માણેકચંદજીજ પ્રથમ હતા.

કોઇ પોતાના કુટુંબનાજ શ્રેયને ખાતર, તો કોઇ પોતાની જ્ઞાતિના હિત ખાતર, તો કોઇ પોતાના ગામની ભલાઇને વાસ્તે, તો કોઇ ખાસ પોતાના પ્રાંતમાં રહેનારા ભાઇઓના ભલાની ખાતર નાણાં ખર્ચે છે, પણ સદરહુ શેઠ સાહેબે જ્ઞાતિ કે કુળનો ભેદ રાખ્યા સિવાય જૈન સમાજને વસુધૈવ કુટુંબકમ્ ગણીને ગરીબ વિદ્યાર્થીઓને જે સહાય કરી છે તે બદલ જૈનસમાજ શેઠ સાહેબનો જેટલો આભાર માને તેટલો ઓછો છે; આવા એક પરોપકારી નરના મરણને લીધે શું ગુજરાત, શું પંજાબ, શું દક્ષિણ અને શું હિંદુસ્થાન સારા ભારતવર્ષના જૈનસમાજે એક અવાજે દિલગીરી જાહેર કરી છે.

શેઠ માણેકચંદજીને મહાત્માની ઉપમા આપવામાં જરા પણ અતિશયોક્તિ નથી; કોઇપણ દૃષ્ટિથી તપાસતાં માલૂમ પડશે કે એક મિત્ર તરીકે, સમાજ તથા તીર્થના ઉદ્ધારક તરીકે, ગુરૂ તરીકે, નિરાભિમાની પુરૂષ તરીકે પૈસાનો સદ્વ્યય કરનાર તરીકે તથા સલાહકારક તરીકેના હરેક ગુણ તેઓનામાં હતા; આટલા ગુણો એકી વખતે એક પુરૂષમાં હોય એવો નર

દિગંબર જૈન સમાજમાં તો હાલ છેજ નહીં અને ભવિષ્યમાં કોઇ વિરલજ પેદા થશે.

જે જે માણસો શેઠ સાહેબના સમાગમમાં આવ્યા હશે તેમને માલૂમજ હશે કે તેઓ કેવા સાદા મિજાજના તેમ નિરાભિમાની પુરૂષ હતા; ચાહે ગરીબ, ચાહે અમીર, ચાહે છોટો, ચાહે બડો કોઇ માણસ તેમની પાસે જતો તો તેઓની સાથે તે ઘણી છુટથી વાત કરતા હતા; ગરીબ આદમીઓને ધંધે વળગાડવાની સલાહ આપવામાં તથા વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવામાં તે એક્કાજ હતા.

કહેવું અને કરવું એ બેમાં ઘણો તફાવત છે. બૂલ કાઢવી સહેજ છે. પરોપદેશે પાંડિત્યમ્ દર્શાવનારા તો ઘણા મળી આવશે, પણ પોતે કહેતા મુજબ કરી બતાવનારા તો ઘણા થોડાજ હશે. તીર્થો ઉપર જૈન સમાજના હજારો રૂપીઆ દરસાલ જાય છે તેનો ગેરવ્યય થતો દેખી તથા તીર્થના હક્કોને નુકસાન થતું દેખી શેઠજીના દિલમાં જે લાગણી ઉદ્ભવેલી તેના પરીણામે તીર્થ-ક્ષેત્ર કમીટીની સ્થાપના કરાવી તીર્થની ઉન્નતિ માટે શેઠ સાહેબે જે જે ફરજ અદા કરી છે તે આબાળવૃદ્ધ જૈનથી અજાણ્યું નથી અને તેનેજ પરિણામે આજે શેઠ સાહેબ નું નામ ઘરઘર જાણીતું થયું છે.

શીખરજીનો પહાડ અપવિત્ર થતો અટકાવવામાં, ગોમટ્ટસ્વામી, ગિરનાર, પાલીનાણા, ગજપંથા, તારંગા તથા ઘણાં તીર્થોનો વહીવટ સુધારી તેને ઉન્નત દશાએ પહોંચાડવામાં કોઇએ પહેલ કરી હોય તો તે એક શેઠ સાહેબજ છે, અને તીર્થોના ઉત્તમ નમુના રૂપે જે લોકો શીખરજી તથા પાલીતાણા વીગેરે સ્થળે ગયા હશે તે લોકોએ જેવું હશે કે વીસ વર્ષ પહેલાંના ને હાલના વહીવટ માં કેટલો તફાવત છે. યાત્રીઓને આરામ પહોંચાડવા કેટલી તજવીજ કરવામાં આવે છે? પૈસાનો કેવી રીતે ઉપયોગ કરવામાં આવે છે તથા તે તીર્થોના હિસાબ જે આજ લાગી અંધારામાં રહેલા તે પ્રગટ કરી તીર્થની હાલતથી સમાજને કેવી વાકેફ કરી છે?

લાંબા ટીલાં ટપકાં કરીને હાથમાં માળા ઝાલવાથીજ ભગતની વ્યાખ્યાની સમાપ્તિ થતી નથી, તેમ હાથમાં માળા ને પેટમાં લાળા, સમાજને અવનત દશાએ પહોંચતી જોઇને જેને જરા પણ દયા આવતી નથી એવા માણસો ખરા ભગત નહીં પણ ભગભગતોજ છે. ખરો ભક્ત તો તેનાં કૃત્ય પરથીજ જણાઇ આવે છે. પુન્ય શું ચીજ છે તથા શું કાર્ય કરે પુન્યની પ્રાપ્તિ થાય છે, તે શેઠજીના તીર્થ સંબંધીના કાર્ય-થીજ જણાઈ આવે છે; હજારો માણસ તરફથી ભલી બુરી સુણીને પણ કામ કર્યાનો કંઇ પણ બદલો મેળવવાની આશા વિના નિસ્વાર્થપણે પોતાના કર્તવ્યમાં મરતા સુધી દત્તચિત્ત રહેનાર પુરૂષને મહાત્મા નહીં તો બીજું શું કહેવાય? ધન્ય છે તેવા પુરૂષને અને ધન્ય છે તેની જનનીને કે જેણે આવા મહાત્માને પોતાની કુખે અવતાર આપ્યો. કહ્યું છે કે—

" જનની જણજે ભક્ત જન,
કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી,
ન ગમાવીશ ફોકટ નૂર "

મહાશયો, આ એક મહાત્માનું મરણ સાંભળીને એવો કોણ કઠીણ હૃદયનો પુરૂષ હશે કે જેનું હૃદય પીગળ્યા વિના રહેશે? નિદ્રામાં પડેલી તથા કર્તવ્યનું ભાન ભુલેલી સમાજને જગાડી એ વીરપુરૂષ સિવાય બીજે કોણ કરી શકે? તીર્થ પ્રત્યેની ખરી ભક્તિ,ને સમાજના દુઃખે દુઃખી તે એક ભક્ત નહીં તો બીજે શું કહેવાય?

સ્વાર્થને અંગે તો સઘળી દુનિયા કામ કરે છે, પણ **નિઃસ્વાર્થ**પણે અને તે પણ બીજાના શ્રેયને માટે મહેનત કરનારજ **મહાત્મા** ગણાય છે. એવી કોણ સભા ને સોસાયટી, કમીટી કે મીટીંગ હતી કે જેમાં શેઠ માણેકચંદજીએ હાજરી નહીં આપી હોય. જીંદગીનો ઘણો ભાગ જેણે પરોપકાર અર્થેજ ગાળ્યો હતો એવા મહાત્માને તો હાલની પ્રજાએ જાતે નિહાળ્યો છે, અને તેવો એક નર પોતાની કોમમાં હોવાનું જે અભિમાન આપણને હતું, તે મહાત્માનું નામ ભવિષ્યની પ્રજા પણ યાદ કરે અને તેના ગુણનું અનુકરણ કરે તેને માટે એક **સ્મારક ફંડ** ઉભું કરી હરેક આદમી પોતાની શકિત તથા ભાવ મુજબ તે ફંડમાં પૈસા ભરી પોતાના ઉપર કરેલા ઉપકારનો બદલો **ફુલ નહીં** અને **ફુલની પાંખડી** રૂપે વાળશે એમ લખક ઇચ્છે છે. આવું ફંડ સુરતમાં ખોલાયલું છે અને તેમાં હું રૂ. ૨૫) મોકલી આપું છું અને એજ મુજબ બીજા વાંચકોને એ ફંડમાં રકમો મોકલવાને આગ્રહ કરૂં છું. આવી રીતે ઉપકારી પુરૂષનો યત્ કિંચિત બદલો વાળવામાં જ્યારે જૈનસમાજ પાછી પાની કરશે તો એમજ સમજવું કે **સમાજ સ્વાર્થનીજ સગી** છે, તેમ તેની દશા સુધરવાની હજુ ઘણીવાર છે. આવા સ્મારક ફંડમાં પણ અગર કોઇનું શ્રેય હોય તો તે પણ સમાજનું; ન કે મરનારનું. ફકત શેઠજીની **યાદગારી** રૂપમાંજ આ પોતાનાજ ફાયદાને માટે કરવાનું છે. આવા સ્મારક ફંડમાંથી **વિદ્યાદાન** તથા **વિદ્યાવૃદ્ધિ** કે જે મરનારનો મૂળ મંત્ર હતો, તેને સારૂ કોઇ સંસ્થા સ્થાપી અગર જે છે તેમાંથી લાયક ગણી તેને ઉન્નત દશાએ પહોચાડવામાં આવશે, તો મરનારનો આત્મા સ્વર્ગમાં રહ્યે રહ્યે પણ સંતોષ પામશે કે તેના ચાહનારાઓએ તેના ઉદ્દેશની પુષ્ટિ કરી છે.

પ્રિય વાંચકો, શેઠ માણેકચંદજી એક ખાનગી ગૃહસ્થ તરીકે, કુટુંબ વત્સલ પિતા તરીકે, જાહેરમાં સમાજ ઉદ્ધારક તરીકે, સર્વના શુભેચ્છક તરીકે, ઉદાર સુજન તરીકે, ક્ષમા, નિરાભિમાન ને ચારિત્રની મૂર્તિ તરીકે પોતાનું જીવન સુવાસમય, આનંદમય, દ્રષ્ટાન્તમય કરી ગયા છે.

**સુખનિદ્રામાં શાન્ત** હૃદયે કાંઇ પણ **મંદવાડ વેઠયા સિવાય** એમનો આત્મા નિજ સ્વરૂપમાં સમાઇ ગયો, એજ બતાવી આપે છે કે **"આનું નામ તે મરણ."** એમના જવાથી, એમના નામથી જાણનાર એવા પ્રત્યેક જને કાંઇને કાંઇ ખોયું છે. **કુટુંબીઓએ** અનુકરણીય મહાત્મ્ય દ્રષ્ટીમાંથી જતું જોયું છે, **મિત્રોએ** હૃદયનો વિશ્રામ ખોયો છે, **લોકોએ** ચારિત્રનો ઉત્તમ નમુનો ખોયો છે, પ્રિય વાંચક, મરનારના ચારિત્ર પરથી તને ગ્રહણ કરવા યોગ્ય કંઇપણ શિક્ષણ મળ્યું હોય અને તે પ્રમાણે ચાલી સમાજની સેવા કરવામાં તું શકત્યનુસાર બહુ નહીં તોથોડો પણ ભાગ લેશે, તો સદરહુ લેખની સાર્થકતા ગણાશે.

શેઠજીના મરણથી જે શોક થાય છે તે કરતાં તેમની જગ્યા પુરનાર કોઇ પુરૂષ નજરે નહીં આવવાથી વિશેષ શોક થાય છે.

ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો અને તેમના કુટુંબમાં તેમનાથી પણ વિશેષ ઉજ્વલ કીર્તિ પ્રાપ્ત કરનાર પુરૂષ પેદા થાઓ, એજ હૃદયની પ્રાર્થના છે.

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

D. S. Shah. (ગીરીડી, બંગાલ)

---

## उपदेशकना भ्रमणनो रिपोर्ट.

મુંબાઇ દિગંબર જૈન પ્રાંતિક સભા તરફથી હાલ **પં. પીતામ્બરદાસજી** ઉપદેશક તરીકે **ગુજરાત પ્રાંતમાં** ભમણ કરી રહેલા છે, જેમના ભ્રમણનો સંક્ષિપ્ત રિપોર્ટ નીચે મુજબ મળ્યો છે–

તા. ૨૪-૬-૧૪ના રોજ મુંબાઇથી નીકળી અંકલેશ્વર આવ્યો. અત્રે દિ. જૈનોના ૫૦ ઘર, વસ્તી ૧૨૫ મનુષ્યની છે. રાતના ૭II વાગ્યાથી મહાવીરસ્વામીના મંદીરમાં શેઠ અમરચંદ ખુબચંદના પ્રમુખપણા નીચે સભા કરી, જેમાં પ્રથમ શા. છોટાલાલ ઘેલાભાઇએ મ્હારો પરિચય કરાવ્યો. ત્યાર પછી ગૃહસ્થનાં 'षट नित्यकर्म' વિષય ઉપર મ્હેં વ્યાખ્યાન કર્યું. ચાર ભાઇઓએ સ્વાધ્યાયનો અને એક ભાઇએ મહિના સુધી જીનપુજન કરવાનો નિયમ લીધો.

તા. ૨૭ મીએ અમદાવાદ આવ્યો અને શેઠ પ્રેમચંદ મોતીચંદ બોર્ડિંગની ધર્મશાળામાં ઉતર્યો. ઘર સંખ્યા ૧૨, મનુષ્ય સંખ્યા ૪૬ છે. રાત્રે બોર્ડિંગના સેક્રેટરી શા૦ ચીમનલાલભાઇના પ્રમુખપણા નીચે મિથ્યાત્વ, અન્યાય, અભક્ષના ત્યાગપર વ્યાખ્યાન આપ્યું, જેથી કેટલાક વિદ્યાર્થીઓએ પરસ્ત્રીત્યાગ તથા શાસ્ત્ર સ્વાધ્યાય અને અષ્ટ દ્રવ્યથી પુજન કરવાના નિયમ લીધા. ચીમનલાલભાઇએ ઉપદેશક ભંડારમાં રૂ. ૨) આપ્યા. તા. ૨૮ મીએ બોર્ડિંગના વિદ્યાર્થીઓની પરીક્ષા લીધી. પરિક્ષાનું પરિણામ સાધારણ રૂપમાં ઠીક છે. એમને ઉદ્યમ કરવા વિષે કહેવામાં આવ્યું.

તા. ૨૯મીએ નરોડા આવ્યો. ઘર સંખ્યા ૨૦, મનુષ્ય સંખ્યા ૮૦ છે. રાત્રે શેઠ તારાચંદના પ્રમુખપણા નીચે જીનપુજન, અને શાસ્ત્રસ્વાધ્યાયના વિષયમાં વ્યાખ્યાન કર્યું, જેથી ચાર માસ માટે એક ભાઇએ શાસ્ત્ર વાંચવું અને દશ ભાઇઓએ સાંભળવાનું સ્વીકાર કર્યું. રૂ. ૪II ઉપદેશક ભંડારમાં આવ્યા. મંદિર એક છે. લોકોમાં અજ્ઞાનના અને ફૂટનો પ્રભાવ વધારે છે. અહીં એક આબળી પાસે જીનેંદ્રદેવનો અભિષેક કરાવતા જોવામાં આવ્યું, જેથી બીજી બે વાર સભાઓ કરી, પરન્તુ કોઇ પણ ભાઇએ પ્રક્ષાલ અને અષ્ટ દ્રવ્યથી પુજન કરવાનું સ્વીકાર્યું નહી!

તા. ૨ જુલાઇએ રખીયાળ આવ્યો. ઘર સંખ્યા ૧૮ છે. તા. ૪-૭-૧૪ના દિવસે એક વ્યાખ્યાન મિથ્યાત્વત્યાગ અને સ્વાધ્યાય પ્રચાર ઉપર કર્યું, જેથી ૪ મહિના માટે પાંચ ભાઇઓએ સ્વાધ્યાય કરવાનું અને બે સ્ત્રીઓએ કુગુરૂ, કુદેવ, કુધર્મપૂજનનો ત્યાગ કર્યો તથા ન્હાઇને, જીનદર્શન કર્યા પછીજ રસોઇ આદિ કરવાનું સ્વીકાર્યું.

તા. ૫મીએ પ્રાંતિજ આવ્યો. મંદિર એક, ઘર સંખ્યા ૧૦, મનુષ્ય સંખ્યા ૨૫ છે. રાત્રે શ્રાવિકાશ્રમમાં એક શાસ્ત્રસભા કરી. તા. ૬ ઠીએ શેઠ માણેકચંદ ગુલાબચંદના પ્રમુખપણા નીચે 'સાચો ધર્મ' એ વિષયપર વ્યાખ્યાન થયું, જેથી ચાર ભાઈ ઓએ સ્વાધ્યાય કરવા અને કેટલીક સ્ત્રીઓએ ન્હાઇ, જીનદર્શન કર્યા પછી રાંધવાનું સ્વીકાર્યું. પંચ તરફથી રૂ. ૧) ઉપદેશક ભંડારમાં મળ્યો. અહિંના શ્રાવિકાશ્રમમાં બહારગામની ૭ શ્રાવિકાઓ, ૫ કન્યાઓ ધર્મશાસ્ત્ર ભણે છે તથા ત્રણ નાના છોકરા ભણે છે. અધ્યાપિકા ઇડર નિવાસી ઉમરીબાઇ છે. શ્રાવિકાઓ અષ્ટદ્રવ્યથી જીનપુજન કરે છે, પરન્તુ શોક છે કે અભિષેક કરનાર એક વિધર્મી બ્રાહ્મણ છે. અહીંના ભાઇઓએ પ્રમાદ છોડવો જોઇએ. તા૦ ૭મીએ એક શાસ્ત્રસભા કરી તથા શ્રાવિકાશ્રમમાં ભણનારી શ્રાવિકાઓની પરિક્ષા લીધી. પરિક્ષાફળ સંતોષજનક છે અભ્યાસ છ્હઢાલા, પુજન, આલોચના પાઠ અને બાળબોધ જૈન ધર્મનો પાઠ છે.

તા૦ ૮ મીએ ઓરાણ આવ્યો. મંદિર એક, ઘર ૫૦, મનુષ્ય સંખ્યા ૧૫૦ છે. રાતના ૮ વાગ્યાથી શેઠ રાયચંદ ફતેહચંદના પ્રમુખ-

પણા નીચે મિથ્યાત્વ, અન્યાય અને અભક્ષ ત્યાગપર વ્યાખ્યાન થયું, જેથી ૩૦ સ્ત્રીઓએ સ્નાન અને જીનદર્શન કરી રસોઇ કરવાનું સ્વીકાર્યું તથા ૧૨ સ્ત્રી પુરૂષોએ શીલવ્રત લીધું. તા૦ ૯ મીએ રાત્રે શાસ્ત્રસભા થયા પછી એક વ્યાખ્યાન ષટ્ નિત્યકર્મ પર થયું, જેથી ૬ ભાઇઓએ શાસ્ત્રસ્વાધ્યાય અને ૨ ભાઇઓએ ૪ મહીના માટે જીનપૂજન કરવાના નિયમ લીધા. પંચ તરફથી રૂ.૫) ઉપદેશક ભંડારમાં આપ્યા. અહીં એક જૈન પાઠશાળા બે મહિનાથી સ્થપાઇ છે. રહવારે ૭ થી ૯ સુધી ૨૫ વિદ્યાર્થી ભણે છે અને દિવસના બે થી ૫ સુધી ૧૨ સ્ત્રીઓ તથા કન્યાઓ ભણે છે. અધ્યાપક લલ્લુભાઇ છે.

તા. ૧૧મીએ **સોનાસણ** આવ્યો. મંદિર ૧, ઘર ૨૫, મનુષ્ય સંખ્યા ૧૦૦છે. આજે વરસાદ વધારે હોવાથી સભા થઇ શકી નહીં. તા. ૧૨ મીએ રાત્રે ગાંધી જીવરાજ ઉગરચંદના પ્રમુખપણા નીચે 'શાસ્ત્રસ્વાધ્યાય' વિષયપર વ્યાખ્યાન આપ્યું જેથી એક ભાઇએ શાસ્ત્ર વાંચવા અને દશ ભાઇઓએ તથા ૪ સ્ત્રીઓએ સાંભળવાનું સ્વીકાર કર્યું. અહીં પહેલા જૈન પાઠશાળા સ્થપાઇ હતી, પરંતુ અધ્યાપક યોગ્ય ન મળવાથી ટુટી ગઇ. પંચ માસીક રૂ. ૨૦)ના પગારથી બીજો શિક્ષક ઇચ્છે છે, આથી પ્રાન્તિક સભાએ શિક્ષક શોધી ત્વરાએ મોકલી આપવો જોઇએ. શીખવા લાયક ૨૫ છોકરા તથા ૧૦ સ્ત્રીઓ અને કન્યાઓ પણ છે.

તા. ૧૩ મીએ **નનાનપુર** આવ્યો. મંદિર ૧, ઘર ૧૫, મનુષ્ય સંખ્યા ૬૦ છે. રાત્રે શેઠ મોતીચંદ વેણીચંદના પ્રમુખપણા નીચે એક વ્યાખ્યાન 'ગૃહસ્થના ષટ્ નિત્યકર્મ' વિષયપર કર્યું, જેથી એક ભાઇએ શાસ્ત્ર વાંચવાનું અને ૧૪ ભાઇઓએ સાંભળવાના નિયમ લીધા.

તા ૧૫ મીએ **ફતેહપુર** આવ્યો. મંદિર ૧, ઘર ૨૬, મનુષ્ય સંખ્યા ૭૫ છે. રાત્રે મહેતા રેવચંદ વીરચંદના પ્રમુખપણા નીચે મિથ્યાત્વ, અન્યાય, અભક્ષ ત્યાગ વિષય પર વ્યાખ્યાન આપ્યું. તા. ૧૬ ની રાત્રે બીજું વ્યાખ્યાન 'સ્વાધ્યાય પ્રચાર અને જીનપૂજન' પર આપ્યું, જેથી ૧૦ ભાઇઓએ સ્વાધ્યાય કરવાનું તથા પ્રતિદીન રાત્રે એક ભાઇએ શાસ્ત્ર વાંચવું અને ૫ ભાઇઓએ સાંભળવાનું સ્વીકાર્યું. ત્રણ વર્ષથી સ્થપાયલી જૈન પાઠશાળા યોગ્ય શિક્ષક ન મળવાથી બંધ પડી છે. રૂ ૧૫) ના પગારથી પંચ એક શિક્ષક ઇચ્છે છે. આથી પ્રાંતિક સભાએ તજવીજ કરી જલદી મોકલવો જોઇએ. અહીંના ભાઇઓ તથા સ્ત્રીઓની ધર્મરૂચી બીજા સ્થાન કરતાં વિશેષ છે. આથી બીજી બે શાસ્ત્રસભાઓ વધારે કરી, જેથી દરેક ઘરના ભાઇએ પંદર પંદર દિવસના વારે એક વર્ષ માટે અષ્ટ દ્રવ્યથી જીનપૂજન કરવા સ્વીકાર્યું. મહેતા ભાઇચંદ છગનલાલે પ્રાંતિક સભાના સભાસદ થવા કબુલ્યું છે અને પંચ તરફથી રૂ. ૫) ઉપદેશક ભંડારમાં આવ્યા.

તા. ૨ જીએ ઇડર આવ્યો. ભટ્ટારક વિજયકિર્તીજીથી હૃદયદ્રાવક ખબર સાંભળવામાં આવી કે, જગપ્રસિદ્ધ અને જૈન સમાજોદ્ધારક **શ્રીમાન શેઠ માણેકચંદજીનો સ્વર્ગવાસ!** હાય! થોડાજ સમયમાં કેટલાક લોક મારી પાસે આવ્યા અને શેઠની બિમારી આદિની વાતો પૂછવા લાગ્યા, પરંતુ મને ખબર નહોતી કે શેઠજી મ્હને ધાર્મીક જોશના પગ વડે ઉભો કરી કદીપણ દર્શન નહીં કરાવે. રાત્રે ભટ્ટારકજીના પ્રમુખપણા નીચે શોકસભા કરી અને તે નામ કુટુંબીઓ ઉપર શોકદર્શક તાર મોકલવાનો ઠરાવ કર્યો.

તા૦ ૨૨મી એ વડાલી અતિશયક્ષેત્ર પહોંચ્યો. અહીં દિગંબર જૈનનું એક પણ ઘર નથી, પરંતુ પાર્શ્વનાથ સ્વામીનું મોટું દિગંબર મંદીર છે. બધી વ્યવસ્થા શ્વેતાંબરી-ના હાથમાં છે, કદી કદી આંગી પણ ચઢાવે છે અને દિગંબરી આમ્નાય પ્રમાણે હમેશાં પૂજન પણ થતું નથી. તીર્થક્ષેત્ર કમીટી અને ઇડરના ભટ્ટારકે વિશેષ ધ્યાન આપવું જોઇએ. તા૦ ૨૩ મીએ માણેકબાઇ જૈન પાઠશાળાની પરીક્ષા લીધી, જેમાં વિદ્યાર્થી ૨૦ અને કન્યાઓ ૨૫ હતી, પરીક્ષાફળ સંતોષજનક છે. અભ્યાસક્રમ ઉત્તમ છે. શિક્ષક ભાઇ માયાલાલ છે અને અધ્યાપિકા મેનાબાઇ ઉદાસીન વૃત્તિવાળા છે.

તા૦ ૨૪ મીએ ભટ્ટારકજીના પ્રમુખપણા નીચે સપ્ત વ્યસન ત્યાગપર એક વ્યાખ્યાન થયું, પરંતુ ફુટને લીધે કાંઇ સફળતા થઇ નહીં.

તા૦ ૨૬ મીએ તલોદ આવ્યો. મંદિર ૧ જીર્ણાવસ્થામાં છે. ઘર ૧૨, મનુષ્ય સંખ્યા ૩૫ છે. મિથ્યાત્વ ત્યાગ અને જીનપૂજન માટે કહ્યું તો એક વર્ષ માટે પોતપોતાના વારે અષ્ટ દ્રવ્યથી પૂજન કરવા સ્વિકાર્યુ.

તા૦ ૨૭ મીએ ઉજેડીઆ આવ્યો, રાત્રે શાસ્ત્રસભા કરી અને તા૦ ૨૮ મીએ 'સ્વાધ્યાય પ્રચાર'પર એક વ્યાખ્યાન આ-આપ્યું. મંદીર ૧, ઘર ૨૫, મનુષ્ય સંખ્યા ૮૦ છે. બીજી સભા તા. ૨૯મી રાત્રે 'મિથ્યાત્વત્યાગ અને જીનપૂજન' વિષયપર કહ્યું તો ચાર ભાઇઓએ પોતપોતાના વારે એક વરસ માટે અષ્ટ દ્રવ્યથી પૂજન કરવા અને રાત્રે મંદિરમાં શાસ્ત્ર વાંચવા તથા સાંભળવાનું સ્વીકાર્યું. શેઠ કાળીદાસ સાકળચંદે રા. ૧) અને પંચ તરફથી રા. ૨) ઉપદેશક ભંડારમાં આવ્યા.

તા. ૩૦ મીએ અમદાવાદ આવ્યો અને તબીયત ઠીક ન હોવાથી રપામાછ આ-ષધાલયમાંથી દવા લીધી અને બે દિવસ રહ્યો. રાત્રે બોર્ડિંગના વિદ્યાર્થીઓનું ધર્મશિક્ષણ તપાસ્યું. અધ્યાપક પં. કાશીભાઇની શિક્ષણ પદ્ધતિ અનુકરણીય છે, પરંતુ યોગ્ય રીતે ધ્યાન આપવું એ વિદ્યાર્થીની ફરજ છે.

તા. ૨૮ મીએ કલોલ પહોંચ્યો. મંદિર ૧, ઘર સંખ્યા ૫૦, જૈન સંખ્યા ૩૦૦ છે. રાત્રે શાસ્ત્રસભા તથા તા. ૩ જી એ જાહેર સભા શેઠ કેવળદાસના પ્રમુખપણા નીચે કરી ગૃહસ્થના ષટ્ નિત્ય કર્મ પર વ્યાખ્યાન આપ્યું, જેથી ૨૦ ભાઇઓએ ૧૫ દિનના વારાથી અષ્ટ દ્રવ્ય પૂજન નિત્ય કરવાના નિયમ લીધા. ૨૦ જન સ્વાધ્યાય કરે છે. અત્રે ભણવા લાયક ૩૭ છોકરાઓ છે તે તથા સ્ત્રીઓ પણ ભણવાને ઉત્સાહી છે, માટે શેઠ પ્રાણલાલજી વગેરે ખટપટ કરી પંચદ્વારા પાઠશાલા ખોલે તો કેવું સારૂં. શેઠ અમથાલાલે રા. ૩) ઉપદેશક ભંડારમાં આપ્યા.

તા૦ ૫ મીએ અલુવા આવ્યો. મંદિર ૧, ઘર સંખ્યા ૧૫ અને જન સંખ્યા ૪૦છે. મંદિર બહાર જાહેર સભા કરી, તેમાં અન્યમતી ભાઇ પણ હાજર હતા. મ્હેતા મગનલાલના પ્રમુખપણા નીચે 'મનુષ્ય જન્મની સફળતા' ઉપર વ્યાખ્યાન કર્યું જેથી ૧૫ ભાઇઓએ બે વર્ષ સુધી ૧૫ દિવસના વારાથી અષ્ટદ્રવ્ય પૂજન કરવાનું સ્વીકાર્યું. પંચ તરફથી રા. ૫) ઉપદેશક ભંડારમાં આવ્યા. શા. નેમચંદ વેણીચંદ સભાસદ થયા. પીતામ્બરદાસ ઉપદેશક.

નોટ—આ પ્રાંતમાં જીનપૂજન અષ્ટદ્રવ્યથી રોજ થતું નથી તથા રાત્રે શાસ્ત્રસભા થતી નથી, જેથી દરેક ગામની પંચે ખાસ ઠરાવ કરી પુજન અને શાસ્ત્રસભાનો રિવાજ હંમેશ માટે ચાલુ કરી પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઇએ. વ્યવહાર ધર્મજ, નિશ્ચય ધર્મને પ્રાપ્ત કરવાનું મુખ્ય કારણ છે. જો કે

ગ્રહસ્થના ૭ નિત્ય કર્મ એ નામથી પ્રસિદ્ધ છે, પરંતુ હાલ ગુજરાતમાં ગ્રહસ્થોને ઘેર જઇને પુછીએ છીએ તો ષટ્કર્મ શું ? તેમાં પ્રથમ દેવપૂજાનો પણ તેમનામાં સદ્ભાવ નથી. નાની નાની ઉમરનાં નહિ, પણ ૫૦ વર્ષથી પણ મોટી ઉમરના પણ વર્ષભરમાં ભાગ્યેજ એકાદ વખત અર્ધમંત્ર ચઢાવતા હશે ! વ્હાલા જૈન બંધુઓ ! જલ્દી ચેતો અને કંઈપણ ન કરી શકો તો દેવપૂજાને તો કદીપણ ન ભૂલો એજ તમારા 'જૈન' નામની સાર્થકતા છે,

ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી,
મંત્રી, ઉપદેશક વિભાગ-મુંબાઈ.

## सनातनजैन ग्रंथमालाका छपना वंद !

करनाही पड़ा, क्यों कि हमारे पवित्र जैन धर्मका प्रचार करनेवाले विद्वान् वा धर्मप्रचारके लिए लाखों रुपये खर्च करनेवाले दानवीर महाशय इस ग्रंथमालाके छपते रहनेमें कोई भी लाभ नहीं समझते। न तो इस ग्रंथमालासे संस्कृत पाठशालाओंमें पढ़नेवाले विद्यार्थियोंको ही विद्याध्ययनमें ग्रंथप्राप्तिकी सुगमता होती है, न इसके ग्रंथ अन्यमती विद्वानोंमें बिना मूल्य जानेसे जैन धर्मकी प्रभावना ही होती है और न इसमें प्राचीन संस्कृत प्राकृत ग्रंथोंके छपनेसे इतिहासादि कार्योंमें ही सहायता पहुंचती है तथा न कलकत्तेकी यूनिवर्सिटीमें दिगंबर जैनाचार्यकृत जैनेंद्र शाकटायन व्याकरणकी ६ टीकायें और आप्तपरीक्षादि न्याय ग्रंथोंके भरती होनेसे वहांकी परीक्षा देनेवाले विद्यार्थियोंको भी इन ग्रंथोंके पढ़ने पढ़ानेकी ही जरूरत है, क्योंकि कलकत्ता यूनिवर्सिटीमें अन्यमती विद्यार्थी तो इन ग्रंथोंको सुगम समझ पढ़ेंगे ही क्यों ? रहे जैनी विद्यार्थी सो वे हाथसे लिख २ करही इन ग्रंथोंको पढ़ लेंगे और परीक्षा दे लेंगे, अर्थात् इस ग्रंथमालाके छपनेसे, कोई भी प्रतीन नहीं होता!! यही कारण है कि २२ महिने तक इस संस्थासे हजारों नोटिस ऑटनेपर व जैनहितैषी, जैनमित्र, सत्यवादी, दिगंबर जैनादि पत्रोंमें अनेकवार प्रार्थना, प्रेरणा, उत्तेजना छपनेपर तथा अनेक धनपात्रों सभा सोसाइटियोंके समक्ष वा पत्रद्वारा वार२ प्रार्थना करनेपर भी किसीभी दानवीर व माईके लालने इस ग्रंथमालाको द्रव्यसहायता नहीं दी है। यह हमारी बड़ी भारी गल्ती और अदूरदर्शिताका विचार था, जो हमने उसमानाबादनिवासी एक मात्र श्रीमान् श्रेष्ठिवर्य्य गांधी नेमिचंद वहालचंदजी वकीलकी २०००) मात्रकी सहायता पाकर ही इस महान् कार्यको प्रारंभ कर दिया तथा कमसेकम २०० ग्राहक ८) देने वाले और १९ ग्राहक सौ २ रुपये देकर पंद्रह२ प्रतिके दानी ग्राहक तो अवश्यही बन जायगा, ऐसा अनुमान और आशा करनाभी हमारा सर्वथा भूलभरा था क्योंकि आजतक

२२ महिनोंसे वारंवार रोने पुकारनेपर भी आठ २ रुपयेके कुल ६० तथा सौ रुपयेके तीन ही महाशयोंको दानी ग्राहक बना पायें। हमें अत्यंत दुःख है कि इन ग्राहकोंसे प्राप्त हुए ९००) रुपये और मूलसंस्थापक महाशयसे प्राप्त हुए २०००) रुपये लगाकर केवल १० दश अंक ही छपाकर जैनेंद्र प्रक्रिया उत्तरार्ध शब्दार्णव टीका सहीत, जैनेंद्र व्याकरण चिंतामणि टीका सहित, शाकटायन व्याकरण और राजवार्तिक जो अधूरे ही रखकर इस ग्रंथमालाको छपना बंद कर देना पड़ा!

पाठक महाशयों! इस समय हमारे पास इतनाभी द्रव्य नहीं है कि आठवां अंक तैयार है वह तथा नववें दशवें अंकमें दो२ फारम छपने बाकी है वे छपाकर और पोष्टेज लगाकर ग्राहकोंके पास भेज देवें। यदि कमसे कम दो हजार रुपयोंकी सहायता किसी मूलेमटके जिनवाणी-भक्त धर्मात्मा महाशयसे इस भादो मासमें मिल जायगी तो उक्त अधूरे ग्रंथ( ८ अंक छपाकर) तो अवश्य ही पूरे कर देना हमारा कर्तव्य है परंतु उसके पश्चात् फिर तो जैनी धनाढ्य महाशयोंकी सहायता मिल जानेकी आशापर ऐसे दुःसाहसका कार्य कदापि नहीं किया जायगा। क्योंकि हमने आजतक बहुत कुछ साहस और आशा की है और की थी परंतु जहां तक विचारते है हम किसीभी कार्यमें सफल नहिं हुये तो अब इस अतिशय महान् कार्यमें, जिसमें कि एक२ अंक ३००) रुपयोंकी लागतसे कममें तैयार नहिं होता, कैसैं सफलीभूत हो सकते है!

इस ग्रंथमालाका वा इस धार्मिक संस्थाका हिसाब २०००) देकर कार्य प्रारंभ करानेवाले महाशयके पास तो भेज दिया गया है। उनसे और भी सहायता मागी गई है, यदि मिल गई तो शेष अंक पूर्ण करके इस संस्थाकी सविस्तर रिपोर्ट छपाकर प्रकट कर दी जायगी। इस बीचमें कोई महाशय हिसाब देखना चाहें तो उन्हें लिखकर भेज सकते हैं।

जैन समाजका दास—
पन्नालाल बाकलीवाल
मंत्री-भारतवर्षीय जैन सिद्धान्त प्रकाशिनी संस्था।
ठि, मदागिनी जैन मंदिर—बनारस सीटी।

---

नोट—उपला लेखथी एम जणाय छे के बालब्रह्मचारी जैनसमाजसेवक पं. पन्नालालजी बाकलीवाळ जे 'सनातन जैन ग्रंथमाला' द्वारा संस्कृत जैन शास्त्रो प्रकट करी रह्या छे ते हवे मदद न मळवाथी तथा जोईता ग्राहक न थवाथी बंध थवानी तैयारीमां छे! आ सांभळी कया जैन बंधुने खेद नहि थाय? अमो वारंवार अमारा वांचकोने जणावी गया छीए के गांठना पैसाथी न बने, तो मंदिरना भंडारना पैसाथी पण ए 'ग्रंथमाळा'ना ग्राहक

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

नमः श्री वर्द्धमानाय निर्द्धूतकलिलात्मने ।
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते ॥

वर्ष ७ मुं. | वीर संवत २४४०. भाद्रपद. विक्रम सं. १९७०. | अंक ११ मो.

## संपादकीय वक्तव्य.

**पर्युषण पर्वनुं कर्तव्य.** जोतजोतामां एक वर्ष वीती गयुं छे अने एकवार फरीथी आपणो महान पर्व श्री दशलक्षणीक पर्व याने पर्युषण पर्व आवी पहोंच्यो छे. जैनोमां आखा वर्षमां पवित्रमां पवित्र दिवसो जो कोई आवता होय, तो ते आ पर्युषण पर्वना दिवसोज छे. वळी आ दशलक्षणीक पर्वना दशे दिवसोमां अनेक व्रतो जेवां के दशलक्षणिकव्रत, षोडशकारण, आकाशपंचमी, मुकुट सप्तमी, सुगंध दशमी, रत्नत्रय, अनंत व्रत, त्रण चोवीसी व्रत वगेरे व्रतो करवानां होय छे, तेथी आ यथाज दिवसोए जेटलो समय धर्मध्यानमां गळाय तेटलो थोडोज छे, जेथी दरेक श्रावक, श्राविकाए आपणा आ महान पर्वना दिवसोमां पोतपोतानी शक्ति मुजब व्रतो आदरवानी जरुर छे तथा दरेक मंदिरमां दररोज सवारे व्रतोनुं पूजन ( अर्थ साथे ), तत्वार्थ–भक्तामर पाठ, पंचपूजा, सहस्रनाम, अभिषेक वगेरे थई तत्वार्थसूत्रना दशे अध्यायमांथी एकेक अध्यायनो अर्थ सर्वे सन्मुख कोई भाईए, करी बतावी जे जे दिवसे जे जे व्रतो आवतां होय तेनी कथा संभळाववी जोईए तेमज दररोज सामायिक, प्रतिक्रमण त्रण काळ के बे काळ अवश्य करवानी जरुर छे. ए उपरांत दररोज सांजे सर्वेए एकत्र मळी त्यागी, ब्रह्मचारी, भट्टारक होय तो तेमनी पासे, नहि तो विद्वान श्रावक पासे उत्तम क्षमा, मार्दव, आर्जवादि दश धर्मोमांना एकेक धर्मनुं विवेचन दाखला दलीलो साथे विस्तारथी करवा उपरांत कोई पुराण अथवा चरित्र वंचाववुं जोईए. दशे धर्मनुं

विवेचन सर्वेने सेहेलाईथी प्राप्त थवा माटे आज अंक साथे 'दशलक्षण धर्म' नामे एक भेट वेंचवामां आवी छे तेमांथीज दररोज एकेक धर्मनुं विवेचन निरांते वांचवा के वंचाववाथी दशलक्षणधर्मनुं स्वरुप सर्वेना समजवामां सेहेलाईथी सारी रीते आवी शकशेज.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

वळी आ उत्तम दिवसोमां सर्वेए शीलव्रत अवश्य पाळी बनी शके तेटलो ओछो परिग्रह राखवानी जरुर छे, तेमां विशेष करीने चामडानां बुट, पाकीट, टोलोपी, गाडीघोडा वगेरेनो तो बीलकुल उपयोग नज करवो जोईए अने जेम बने तेम जीवहिंसा अटकाववा पुरती काळजी राखवानी जरुर छे, तेमज आपणा शास्त्रकारोए पुजन-प्रभावना वगेरेमां शुद्ध द्रव्यज वापरवाने फरमावेलुं छे, तोपण हजु घणा स्थळे आपणा भोळा भाईओ हाडकां, लोही वगेरेथी साफ थती विलायती भ्रष्ट खांड, हाडकांना भूका वगेरेनी मेळवणीवाळुं अशुद्ध केशर जाणी जोईने वापरवानुं हजु बंध करतां नथी ए शोचनीय छे, माटे तेम न करतां पुजन प्रभावना, स्वामी-वत्सल वगेरेमां शुद्ध स्वदेशी खांडनोज उपयोग थवानी जरुर छे. तेमां विशेष करीने प्रभावनामां तो पतासांने बदले बदाम, नाळीयर, सोपारी वगेरे सुकां फळो के नानां नानां पुस्तको जेवां के दर्शनपाठ, सामायिकपाठ, आलोचनापाठ, पंचकल्याणकपाठ, नियमपोथी, निर्वाण कांड, वगेरे प्रभावना तरीके वेंचवाथी एकने बदले अनेक फायदाओ छे; तेमज विलायती केशर करतां स्वदेशी काश्मीरी केशर सस्तुं अने शुद्ध मळतुं होवाथी तेज वापरवानी आवश्यक्ता छे.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

हवे आ पर्वना दिवसोमां घणा भाईओ अने व्हेनो अनेक कठीन व्रतो जेवां के दश अपवास, पांच अपवास वगेरे आदरे छे, तेमां मात्र लांघणोज न करतां दररोज बधी क्रियाओ पाळी व्रतना अंतमां व्रत निमित्ते कंई ने कंई रकम विद्यादान माटे काढवी जोईए, अने ते साथे एक जुदीज रकम शास्त्रदान माटे काढीने तेमांथी कोई पुस्तक नवीन तैयार करावी ते व्रत करवानी यादगीरी कायम राखवाने सर्वेमां शास्त्रदान तरीके अवश्य वेंची ज्ञाननो फेलावो करवानी जरुर छे. वळी आ उपरांत आ पर्वना दिवसोमां दरेक मंदिरमां एकेक बंध पेटी मुकावी जोईए अने तेमां सर्वेए पोतपोतानी शक्ति मुजब कंई पण नाणुं तेमां नांखवुं अने आ पर्व पूर्ण थया पछी तेने सर्व समक्ष खोलीने जे नाणुं एकठुं थाय ते आपणा विद्यादानना खाताओ जेवां के-स्याद्वाद महाविद्यालय (बनारस), सिद्धांत पाठशाळा (मोरेना), ब्रह्मचर्याश्रम (हस्तीनापुर). श्राविकाश्रम (मुंबाई), महाविद्यालय (मथुरा) वगेरेमां भाग पडतुं के ओछुं वधतुं तरतज मनीओर्डरथी मोकली देवुं जोईए.

* * * *

वळी आ पर्वना दिवसोमां भादरवा सुद १४ नो दिवस एटलो बधो माननीय अने पवित्र छे के ए दिने लगभग बधाज भाईओ व्यापार धंधेथी फारेग थई अपवास करीने आखो दिवस धर्मध्यानमांज गाळे छे, जेथी ए दिवसे बपोरे दरेक मंदिरमांना शास्त्रो जोई तपासी साफसुफ करी, जीर्ण बांधणो बदली जो शास्त्रोनुं लीस्ट याने सुचीपत्र न होय, तो ते तेज वखते करी लेवानी अतीव आवश्यकता छे तथा जे जे शास्त्रो मंदिरमां न होय ते मंगाववानो ओर्डर तेज दीने मोकलवो जोईए, तेमां विशेषे करीने आदीनाथपुराण ( हिंदी ) अने सनातन जैन ग्रंथमाळा (संस्कृत) तो दरेक मंदिरमां कोईना द्रव्यथी के दहेरासरना भंडारना द्रव्यमांथी अवश्य खरीदवानो ओर्डर बनारस मोकलवानी जरुर छे. हवे जे जे स्थळे अनेक शास्त्रो अव्यवस्थित थई बगडतां जाय छे के त्यां उपयोग करनार के सारसंभाळ राखनारना वाखा होय छे, तेवां स्थळोनां शास्त्रो आराना जैन सिद्धांत भवनमां मोकली देवा जोइए के जेथी ते त्यां संभाळथी चीरकाळ सुधी सचवाई रहेशे.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

आ पर्वना दिवसोमां सर्वे भाईओने वारंवार एकत्र थवानो प्रसंग थाय छे अने दहेरासरोना हिसाब, पासीनां जमणो वगेरे माटे अनेक स्थळे अनेक प्रकारना कजीयाओ आ पर्वना पवित्र दीवसोमां थता संभळाय छे, तेम न करतां सर्वेए उत्तमक्षमा धर्मनो भाव मनमां राखी दरेक कार्य सलाह संपथीज आटोपवुं जोइए. खरुं जोतां तो दरेक वहिवटकर्ताए आगळथीज हिसाब तैयार करी राखी पंच समक्ष रजु करवो जोइए अने जे बाबत पूछपरछ के सलाह लेवानी जरुर होय ते पर्युपण पर्व पहेलांज सर्वेने मेळवी नकी करी लेवुं जोईए.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

छेवटमां आ पर्व पूर्ण थया पछी वद १ ने दीने सर्वेए मांहोमांहे वर्ष दरम्यान थयला अपराधो माटे उत्तमक्षमा मांगवी अने बहारगाम रहेतां सगांस्नेही अने मित्रोने उत्तमक्षमावणीना पत्रो लखवा जोईए.

आ पर्व सर्वे स्थळे केवी रीते केटला उत्साहथी पळायो, कोणे केटलां व्रतो कर्यां, केटली सभाओ थइ, शास्त्रोनुं सुचीपत्र करी केटलां नवीन शास्त्रो मंगाव्यो, शास्त्रदान विद्यादानमां केटलुं द्रव्य खरचायुं, तेमज नवीन शुं शुं कार्यो थयां, ते सर्वे हकीकत आवता अंकमां प्रकट करवा माटे दरेक गाम अने शहेरना भाइओए अमोने भादरवा वद ५ सुधीमां वीगतवार अवश्य मोकलवानी तस्दी लेवी.

ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

गत मासनो अनहद **शोकमय अंक** वांचवाथी वांचकोने दश लाखना दाननी सारी रीते जणायुं कंदर करशो के ? हशे के आपणो दिगंबरीनो झळकतो तारो याने दानवीर॰शेठ माणेकचंदजीना ओचींता स्वर्गवासथी आपणी कोमपर

जबरजस्त फटको पड्यो छे, केमके एवा दानवीर अने कोम माटे तन, मन अने धन त्रणेनो भोग आपनार शांत, सादा अने सरळ स्वभावी वीरनर हवे मळवा मुश्केलज छे. आ दानवीर नर पोतानी हयातिमां रुप्या ८ थी १० लाखनुं दान करी गया छे, ते उपरांत रुप्या अढी लाखनुं दान करवानुं जे वील करी गयेला छे, ते समाचार वांचीने सर्वे वांचको आश्चर्य अने आनंदमां गरकाव थया हशेज के आ पुण्यात्मा पुरुष तो विद्यादान माटे
।ᵒ 'घधिज करी गया छे. हवे आ वीर नरना दीलात्र।,
ᐨ फलाईने सर्वे जैनोए निरांते उपयोग नज कर१.
ᐨ नथी, पण आवा नरे तेम जीवहिंसा अटकाव.
घटे अनेक उप-राखवानी जरुर छे, तेमज अ.
तेनी कदर रोए पुजन–प्रभावना वगेरेमां ..
भविष्यनी वापरवाने फरमावेलुं छे, तोप.
ने घणा स्थळे आपणा मोटा भाईओ हाडकां, लोही वगेरेथी साफ थती विलायती भ्रष्ट खांड, हाडकांना भूका वगेरेनी भेळवणीवाळुं अशुद्ध केशर जाणी जोईने वापरवानुं हजु बंध करतां नथी ए शोचनीय छे, माटे तेम न करतां पुजन प्रभावना, स्वामी–वत्सल वगेरेमां शुद्ध स्वदेशी खांडनोज उपयोग थवानी जरुर छे, तेमां विशेष करीने प्रभावनामां तो पतासांने बदले बदाम, नाळीयर, टोपरां वगेरे सुकां फळो के नानां नानां पुस्तको जेवां के दर्शन-पाठ, सामायिकपाठ, आलोचनापाठ.

छे, तेमां गंजावर वधारो करी आपवानी दरेक जैननी फरज छे. १३ लाख जैनोमां आशरे ६–७ लाख दिगंबरीनी वस्ती छे, तेमांना जो एक लाख जैनो एकेक रुप्यो पण भरे, तो आ फंड एक लाख रुप्यानुं थतां वार लागे नहि.

✣ ✣ ✣ ✣

आपणा श्वेतांबरी भाईओमां शेठो प्रेमचंद रायचंद, वीरचंद दीपचंद सी. आई. ई, मनसुखभाई भगुभाई, लालभाई दलपतभाई वगेरे जाणीता थइ गया छे, तेमनां स्मारकोमां हजारो रुप्या भराई जई तेमनां नामोनी स्थायी संस्थाओ खुली छे अथवा खुलनार छेज, तो *दिगंबरी भाइओ*-ए तेनुं अनुकरण करी–

## दानवीर शेठ माणेकचंदजीनुं नाम अमर राखवाने गंजावर स्मारक फंड करी आपवानी शुं जरुर नथी ?

घणे स्थळे शोकसभाओ थइ छे अने
मुं
लासापत्रो मोकलाया छे, तेमांना जुज स्था-
शक्ति
अने स्थीज स्मारक फंडमां रकमो भराईने आ-
समक्ष, अने घणा स्थळोए तो दुरखा ळाइग
आपणमां आव्या छे, तेम न करतां दरेक
के–स अने शहेरनी पंचे संपथी एकत्र थई
सिद्धां माणेकचंदजीना स्मारक फंडनी टीप
थम (ी ते तुरत मोकलवी जोईए. आ
महा पन पर्वमां सर्वेने एकत्र मळवानो प्रसंग
के , माटे एक दीवस ए माटे अवश्य रोकी
मोव थां ज्यांना भाईओए स्मारक फंडमां कई

न मोकल्युं होय, तेमणे एक बीजा पासे भरावी सामटी रकम एकठी करी मोकली आपवी जोईए. जुदा जुदा मोकलवा करतां साथे बेसीने टीप भरवाथी देखादेखीने लीधे वधुज रकम थई शके छे, माटे पर्युषण पर्व जेवो अवसर जवा न दई आज प्रसंगे स्मारक फंडमां रकमो एकठी करी मोकलवानी जरुर छे.



जो के गुजरातमांथी कंईक सारी रकमो आववा लागी छे, पण ते हजु गुजरातनी वस्तीना प्रमाणमां जुजज कही शकाय, तेमज दक्षिण, उत्तर हिंदुस्तान वगेरेनी रकमो नहिं जेवीज मळी छे, माटे हिंदना सर्वे विभागना श्रीमान के गरीब सर्वे जैनोए पोतपोतानी शक्ति मुजब आ स्मारक फंडमां कंईने कंई फाळो आपवानी जरुरज छे. झाबुआथी एक ग्राहकनो पत्र आव्यो छे तेमां लखे छे के–आ फंड माटे तमो जो दरेक ग्राहक दीठ रु. १) फरज्यात राखी आवता वर्षना लवाजममां १॥। ने बदले रु. २॥। मंगावशो, तो बधाज ग्राहको खुशीथी आपशे वगेरे, पण आवो फरज्यात कर नांखवानी अमारी इच्छा नथी. आ कार्यमां तो पोतपोताना मननी लागणी अने उलटथीज करवानुं छे अने ते माटे हिंदना दि. जैनो हजु आळसमां न रहेतां आ कार्य ताकीदे आटोपी देशेज, एवी अमोने आशा छे. वधुमां वधु गमे तेटला अने ओछामां ओछो रु. १)नी पहोंच पण 'दिगंबर जैन'मां नाम गाम साथे प्रकट करवामां आवे छे, माटे आ स्मारक फंडमां नाणां मोकलनारे भादरवा वद १० सुधीमां अमोने एकठा करीने अवश्य मोकली आपवा के जेथी तेनी पहोंच आसोना अंकमां प्रकट करी शकाय. आवा काममां आळस करवानुं, उधारो राखवानुं के उघराणी करवानुं होयज नहिं. आ स्मारक फंड जुज समयमां बंध करवामां आवशे अने तेनी केवी रीते व्यवस्था करवी तेनी योजना बहार पाडवामां आवनार छे, माटे दानवीर शेठ माणेकचंदजीनी यादगीरी कायम राखवाना आ स्मारक फंडमां हिंदना तमाम दि. जैनोने कंईने कंईपण फाळो मोकली आपवाने एक वार फरीथी आग्रह करी वीरमीए छीए.



आपणी मुंबाई दि. जैन प्रांतिक कोन्फरंसनी छेल्ली बेठक

कोन्फरंसनी आवती पालीताणा क्षेत्रमां बेठक क्यां भरवी? गया माहा मासमां थइ हती, तेमां आवता वर्षनी बेठक माटे आमंत्रण थयुं नथी, जेथी आवती बेठक क्यां थशे, ते माटे सर्वे भाईओ इंतेजारीमां छे. कोन्फरन्सना स्थायी प्रमुख दानवीर शेठ माणेकचंदजीनो वियोग थवाथी जेम प्रजा राजा विनानी थाय छे के तरतज बीजा राजाने गादीए बेसाडवामां आवे छे, तेम कोन्फरंसना प्रमु-

खनो वियोग थवाथी हवे बीजा स्थायी प्रमुख घणीज ताकीदे नीमवानी जरूर छे, जेथी कोन्फरंसनी आवती बेठक घणीज त्वराथी थवानी आवश्यक्ता छे. गुजरातना आपणा घणाखरा तीर्थोपर कोन्फरंसनी बेठक थई गई छे, जेथी आवते वर्षे गुजरातना कोई तीर्थ उपर बेठक थई शके एम संजोग नथी, पण अमदावाद जेवे स्थळे मोटो रथोत्सव वगेरे करी जो कोन्फरंस बोलाववामां आवे, तो ते योग्य थई पडशे अथवा तो दक्षिणमां कुंथलगीरी, दहीगांव वगेरे तीर्थो उपर कोन्फरंसनी बेठक थई शके एम छे, माटे आ बाबत उपर अमदावाद तेमज दक्षिणना भाईओनुं अमो लक्ष खेंचीए छीए अने कोन्फरंसने आमंत्रण मोकलवानी हिलचाल उपाडी लेवा आग्रह करीए छीए.



## सुरतमां " दिगंबर जैन " पत्रे उघाडेलुं

## दानवीर शेठ माणेकचंद हीराचंद स्मारक फंड.

(ता. २२-८-१४ सुधीमां वसुल आवेली रकमोनी पहोंच.)

३४६॥।~ आगळ वसुल आवेला.

**सुरत रु. ६९-०-०.**

૨૫) શા. પરભુદાસ હેમચંદ
૧૫) શા. ત્રીભોવનદાસ ખીજલાલ
૫) શા. છગનલાલ ઉત્તમચંદ સરૈયા
૫) શા. પરભુદાસ પાનાચંદ સરૈયા
૫) શા. મંછારામ જગજીવનદાસ
૩) શા. તલકચંદ સવાઈચંદ કાપડીઆ
૨) શા. મંછારામ મૂળચંદ ગજીવાળા
૨) શા. પ્રેમચંદ હરગોવનદાસ મોતીરૂપાવાળા
૨) શા. ડાહ્યાભાઈ રાયચંદ ટોપીવાળા
૨) શા. નવલચંદ સોભાગચંદ
૧) બાઈ મણી, લલ્લુભાઈ અમીચંદની પત્ની
૧) શા. ખૂબચંદ પરભુદાસ હા. બાઈ ચંદન
૧) શા. કસ્તુરચંદ ધરમચંદ

**उंद्रेला रु. २-०-०.**

૧) શા. છોટાલાલ કાળીદાસ
૧) મર્હુમ મોહનલાલ છોટાલાલ તરફથી

**लखनऊ रु. २-०-०.**

૨) બનવારીલાલ જૈન

**भीलोडा रु. २-०-०.**

૧) શા. તારાચંદ તલકચંદ
૧) શા. લલ્લુભાઈ ગુલાબચંદ

**गीरीडीह रु. २५-०-०.**

૨૫) શા. ડાહ્યાભાઈ શીવલાલ

**वसो रु. ७-०-०.**

૧) શા. મગનલાલ હઠીચંદ
૧) શા. સામળદાસ જેસંગદાસ
૧) શા. દેવચંદ મૂળજીભાઈ
૧) શા. ચુનીલાલ રણછોડદાસ
૧) શા. ડાહ્યાભાઈ દામોદરદાસ
૧) શા. કેશવલાલ ફૂલચંદ
૧) શા. નારણદાસ હરગોવન

**काणीसा १९-४-०.**

૨) શા. હરગોવનદાસ છગાભાઈ
૨) શા. નાગરદાસ છગાભાઈ
૨) શા. જેસંગભાઈ નાથાભાઈ
૨) શા. નારણદાસ નાથાભાઈ
૨) શા. હીરાભાઈ નરસીદાસ

૨) શા. ફુલચંદ કહાનદાસ
૧૧ શા. જગજીવન જેઠાભાઇ
૧) શા. વસ્તાભાઈ ઇશ્વરદાસ
૧) પરચુરણ

### सायमा रु. ९—०—०.

૨) શા. દેવચંદ ઉવાભાઈ
૨) શા. અંબઈદાસ ઉવાભાઇ
૨) શા. નાનાભાઈ હરજીવનદાસ
૧) શા. ત્રીભોવનદાસ જગજીવનદાસ
૧) શા. લલ્લુભાઇ તળશીદાસ
૧) શા. ફુલચંદ ભાઇજીભાઈ

### महुवा रु. २५—०—०.

૨૫) સમસ્ત દિગંબર જૈન પંચ

### नार रु. ४—०—०.

૩) શે. ભાઇલાલ કપુરચંદ
૧) શા. કલ્યાણદાસ ભાઇજીભાઇ

### पंडोळी रु. १—०—०.

૧) પરચુરણ

### बोरसद रु. १७—०—०.

૧૦) શા. ભાઈજીભાઇ પાનાચંદ
૬) શા. જેસંગભાઈ ફીરોરદાસ
૧) શા. બહેચરદાસ નાથાભાઇ

### वांच रु. १५—०—०

૫) શા. ભીખાભાઈ બહેચરદાસ
૫) બાઇ રામબાઈ હાથીજણવાળા
૫) પરચુરણ પંચ તરફના

### वडोदरा रु. ४१—०—०

૧૧) શા. લાલચંદ કહાનદાસ
૧૧) શા. ગીરધરલાલ નારણદાસ
૫) પરદેશી શ્રીલાલ વીરદીચંદ
૨) શા. જેસંગ ગંગાદાસ
૨) શા. વસ્તાભાઈ ફીરોરદાસ
૨) શા. મનોરદાસ ગંગાદાસ
૨) શા. તારાચંદ મગનલાલ
૨) રામલાલ બળદેવ
૧) શા. મોતીચંદ તલકચંદ
૩) પરચુરણ

### महीज रु. १०—०—०.

૧) શા. ગોરધનદાસ ગીરધરલાલ

### डुंगरपुर रु. ५—०—०.

૫) શા. પ્રેમજી સવજી વખારીઆ

### माळवाडा रु. ६—०—०.

૨) શા. પુંજાભાઈ દુલભદાસ
૨) શા. બહેચરદાસ અમરચંદ
૧) શા. ફીલાભાઈ તારાચંદ
૧) શા. લલ્લુભાઈ પુંજાભાઈ

### दाहोद रु. ३९—४—०

૫) સરાફ ગેબીલાલ સુંદર
૫) તલાટી કસ્તુરચંદ રતનચંદ
૨) ગાંધી જેચંદ નાથજી
૧) સરીયા ચંપાલાલ જસરાજ
૧) શા. નગીનલાલ સોભાચંદ
૧) શા. ધનરાજ દલીચંદ
૧) શા. ડાડમચંદ નારણજી
૧) જુતા શીવલાલ રૂપચંદ
૧) તલાટી પનાલાલ મનાલાલ
૧) શા. લુણજી કુદણજી
૧) શા. રતનચંદ ભુરાભાઈ સરીયા.
૧) શા. કસ્તુરચંદ તલોકચંદ
૧) સરીયા પરથીરાજ નાથજી
૧) તલાટી જીવરાજ નાથજી
૧) ગાંધી મોતીચંદ નવલચંદ
૧) શા. સાંકળચંદ કપુરચંદ
૧) કોઠારી પનાલાલ દલીચંદ
૧) પંચોલી પનાલાલ વજેચંદ
૧) ભોબરા પરથીરાજ મંગળજી
૫) શા. તલોકચંદ રતનજી (દુવાચંદ રતનચંદવાળા)
૨) સરીયા પનાલાલ રતનચંદ
૩ પરચુરણ

### कुशलगढ रु. ५—०—०.

૫) સમસ્ત દિગંબર જૈન પંચ બટા તડ વીસપંથી

### जलालपुर रु. १—०—०.

૧) શા. હસનદાસ ઈશ્વરદાસ

### कुकेरी रु. १—०—०.

૧) શા. વજેચંદ લાલચંદ

ણા શ્રીમંત નેતાઓના બ્હોળા વેપારોના દબાણથી ન બની શકે, તો વિદ્યાવિલાસી શ્રીયુત માણેકચંદભાઇના આશ્રયથી કે એઓ-શ્રીએ સ્થાપન કરેલી બોર્ડીંગમાંથી વિદ્યાનું અધ્યયન કરી ફરાગત થયેલા બન્ધુઓએ વોલન્ટીયર્સની માફક સેવા બજાવી બનતી કોશીષેઆ ફંડમાં નાણાં ભરાવવા જોઇએ. ત્યારેજ આપણું ભૂષણ, ત્યારેજ આપણાપર કરેલા ઉપકારનો બદલો વાળ્યો કહેવાશે અને ત્યારેજ આપણે કૃતાર્થ થયેલા કહેવાઇશું. એશઆરામમાં મગ્નાહ માની પડી રહી આ અમુલ્ય વખતને હાથથી ગુમાવી દેવાનો નથી. માટે ભાઇઓ ! સત્વર આ પત્રના અધિપતી મહાશયપર મનીઓર્ડરો રવાના કરો. અત્યારે તો એટલુંજ કહ્યું બસ છે. सुज्ञेषु किंबहुना.

જો ગુજરાતીઓ અને દિગંબર સંપ્રદાય જેવો કે એક વખત હસ્તીમાંજ નહોતો. જો ગુજરાતીઓને ઘેરઘેર શાસ્ત્ર શું છે, જૈનધર્મના વ્રત નિયમો કેવાં છે, જૈનધર્મમાં આહારવિહાર કેવાં છે તેનુ શિક્ષણ આપનાર જે જૈન દેરાસરોમાં કે ભંડારોમાં ઉધાઇની ભોગ થયેલા શાસ્ત્રો, તેનો ઉદ્ધાર કરી આધુનિક પદ્ધતી પુરઃસર લખાવી, છપાવી આપણી સમક્ષ મુકનાર, જે શાસ્ત્રોના અધ્યયનથી થઇ ગયેલા પવિત્ર મુનીગણોના સત્ય શબ્દોનું પાન કરી ભાવી સુધારવા ઉત્સુક બન્યા છીએ. વિશેષમાં જેને પ્રતાપે આપણે કેળવણી પામ્યા છે. આપણને તેમજ આપણા દિગંબર સંપ્રદાયને દુનિયામાં ઓળખાવ્યો છે, તેમજ આપણા દિગંબર જૈનો માટે અનેક વિદ્યાલયો ઉભા કર્યા છે, કરાવ્યા છે અને તેથીજ આજે જૈનોના વચ્ચે હીરકામાં દિગંબર સંપ્રદાયને મુખ્ય નજરે મુકતા ભાગ્યશાળી થયા છીએ, એવા શ્રેષ્ઠ પુરૂષને માટે પોતાની સમાજ જે કરે તે થોડુંજ છે. હે મહાવીર ... આ પવિત્ર આત્માને અહોનિશ શાન્તી બક્ષ એટલી હમારી અનન્ય ભાવે પ્રાર્થના છે, તેમજ આપણે "ગોલ્ડસ્મિથ્" ના શબ્દોમાં કહી શું કે—

મ્હારી રમતગમતના મિત્ર, પુરાણ શી પ્રીત,<br>સદા સુખી રહેજે;<br>તુજ ઘરની ચોકી પ્રતિપાળ કરો,<br>સ્વર્ગી દેવ જે જે તે.<br>ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

( લઘુભ્રાત સરૈયા-સુરત. )

---

## अनुकरणीय पुरुषनुं अवसान.

પ્રિય જૈન બંધુઓ, મહાત્મા કબીરનું વાક્ય છે કે—

"जब तुम आये जगतमें, सब हसे तुम रोय;<br>एसी करणी कर चलो, तुम हसे सब रोय."

**અર્થ**—હે પુરૂષ ! જ્યારે તારો જન્મ આ દુનિયામાં થયો હતો, તે વખતે તું તો રોતો હતો, પણ તારા માતાપિતા તથા અન્ય સગાસંબંધી તારા જન્મ (પુત્રપ્રાપ્તિ) ના સમાચાર જાણીને હસતાં હતાં; હવે તું એવી કરણી કરીને દુનિયામાંથી જજે કે જેથી મરતે સમયે તું હસે ને તારા મરણથી અન્ય સઘળા રૂવે.

**ભાવાર્થ**—એ છે કે જ્યારે મનુષ્ય સુકૃત કરીને આ દુનિયામાંથી જાય છે, ત્યારે તેને એમજ લાગે છે કે આ દુનિયામાં આવીને મેં તો મારૂં કર્તવ્ય બજાવ્યું છે, પણ તેવા માણસના વિયોગથી સઘળા આપ્તજનો રૂદન કરે છે.

આજે આપણે તેવા એક નરરત્નને આ સંસારમાંથી વિદાય થઇ ગયેલ જોઇએ છીએ. દિગંબર જૈન સમાજમાં એવો ભાગ્યેજ કોઇ માણસ હશે કે જે દાનવીર જૈનકુળભૂષણ

શેઠ માણેકચંદજી જે. પી. ના નામથી અપરિચિત હશે. તા. ૧૬મી જુલાઇનો દિવસ દિગંબર જૈન સમાજને વાસ્તે ઘણોજ કમનસીબ લેખાશે કે જે દીવસે ઉપરોક્ત શેઠ સાહેબ તેમના કુટુંબીઓ તથા અન્ય આપ્તજનોને બદલે આખા દિગંબર જૈન સમાજને શોકસાગરમાં છોડી હરહંમેશને માટે આ દુનિયામાંથી ચાલી ગયા છે.

જે મહાન પુરૂષે નિદ્રામાં પડેલી જૈન સમાજને જગાવી પોતાના કર્તવ્યનું ભાન કરાવ્યું છે એટલુંજ નહીં, પણ ખુદ પોતે **તન, મન અને ધનથી ભગીરથ પ્રયત્ન** આદરી ઠામ ઠામ સભા, સોસાયટીઓ, શાળાઓ, બોર્ડીંગો-સ્કુલો સ્થાપી છે. આવા એક મહાન નરને લઇ લેવામાં દૈવને પણ કેમ દયા નહીં આવી? અત્યારે તેના વિના સારી સમાજ સુની પડી છે. સામાજિક નાવને ભરદરિયે છોડી સુકાની અંતર્ગત થયો છે. હવે સદરહુ નાવને કયો વીરપુરૂષ (સુકાની) કયે કિનારે લઇને છોડશે, તેજ જોવાનું રહ્યું છે.

વાંચકો, મરવું બધાને છે, મરણ કોઇને છોડનાર નથી. પણ જન્મવું અને **મરવું તેનુંજ સાર્થક છે કે જેણે પોતાનું જીવન પરોપકાર અર્થે ખર્ચ્યું છે.** તેવા માણસો મરવા છતાં પણ તેમની કીર્તિ તો અચળજ રહે છે. **શેઠ માણેકચંદજી** આજ આ દુનિયામાં નથી, પણ તેમણે જે કૃત્ય કર્યાં છે, તેથી તેમનું નામ હરહંમેશને માટે અમરજ રહેવાનું.

દિગંબર જૈન સમાજની અવનત દશા થવાનું મૂળકારણ જે **અવિદ્યા** હતી તેને દુર કરવાને માટે શેઠ સાહેબે જે જે સ્તુત્ય પગલાં ભર્યાં છે ને વિદ્યા પ્રાપ્ત કરવાને માટે જે જે સાધનો તેમણે પુરાં પાડ્યાં છે, તે સર્વને જાહેરજ છે. આજથી વીસ વર્ષ પર ગુજરાતમાં અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીઓને કેટલું ખર્ચ કરવું પડતું, તેમ અમદાવાદ તથા મુંબાઇ શહેરમાં કે જ્યાં ખાવાનું મળે પણ રહેવાનું ન મળે તેવે સ્થાને રહેવામાં કેટલી અગવડો વેઠવી પડતી તેનો અનુભવ જેને છે તે અત્યારે શેઠ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

પૈસા કમાવા તો સૌ કોઇ જાણે છે, પણ તેને સદ્રસ્તે લગાવી જાણનાર થોડાજ છે. પોતાની નામનાને ખાતર પૈસા ખર્ચનારની જૈનસમાજમાં ખોટ નથી, પણ જમાનાને અનુસરી કયે રસ્તે પૈસો ખર્ચવાની જરૂર છે તે સમજનાર તો શેઠ **માણેકચંદજી** પ્રથમ હતા.

કોઇ પોતાના **કુટુંબ**નાજ શ્રેયને ખાતર, તો કોઇ પોતાની **જ્ઞાતિ**ના હિત ખાતર, તો કોઇ પોતાના **ગામ**ની ભલાઇને વાસ્તે, તો કોઇ ખાસ પોતાના **પ્રાંત**માં રહેનારા ભાઇઓના ભલાની ખાતર નાણાં ખર્ચે છે, પણ સદરહુ શેઠ સાહેબે **જ્ઞાતિ કે કુળનો ભેદ રાખ્યા સિવાય** જૈન સમાજને વસુધૈવ કુટુંબકમ્ ગણીને ગરીબ વિદ્યાર્થીઓને જે સહાય કરી છે તે બદલ જૈનસમાજ શેઠ સાહેબનો જેટલો આભાર માને તેટલો ઓછો છે; આવા એક પરોપકારી નરના મરણને લીધે શું ગુજરાત, શું પંજાબ, શું દક્ષિણ અને શું હિંદુસ્તાન સારા ભારતવર્ષના જૈનસમાજે એક અવાજે દિલગીરી જાહેર કરી છે.

શેઠ માણેકચંદજીને **મહાત્મા**ની ઉપમા આપવામાં જરા પણ અતિશયોક્તિ નથી; કોઇપણ દૃષ્ટિથી તપાસતાં માલૂમ પડશે કે એક મિત્ર તરીકે, સમાજ તથા તીર્થના ઉદ્ધારક તરીકે, શૂર તરીકે, નિરાભિમાની પુરૂષ તરીકે પૈસાનો સદ્વ્યય કરનાર તરીકે તથા સલાહકારક તરીકેના હરેક ગુણ તેઓનામાં હતા; આટલા ગુણો એકી વખતે એક પુરૂષમાં હોય એવો નર

દિગંબર જૈન સમાજમાં તો હાલ છેજ નહીં અને ભવિષ્યમાં કોઇ વિરલજ પેદા થશે.

જે જે માણસો શેઠ સાહેબના સમાગમમાં આવ્યા હશે તેમને માલુમજ હશે કે તેઓ કેવા સાદા મિજાજના તેમ નિરાભિમાની પુરૂષ હતા; ચાહે ગરીબ, ચાહે અમીર, ચાહે છોટા, ચાહે બડા કોઇ માણસ તેમની પાસે જતો તો તેઓની સાથે તે ઘણી છુટથી વાત કરતા હતા; ગરીબ આદમીઓને ધંધે વળગાડવાની સલાહ આપવામાં તથા વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવામાં તે એકકાજ હતા.

મો. કહેવું અને કરવું એ બેમાં ઘણો તફાવત ગુમાવી માઢવી સહેજ છે. પરોપદેશે પાંડિત્યમ્ આ પત્રના ઘણા મળી આવશે, પણ પોતે રવાના: કરો: કરી બતાવનારા તો ઘણા બસ છે. દક્ષતીર્થો ઉપર જૈન સમાજના: જે ગુજરરસાલ જાય છે તેનો ગેરવ્યય જેવો કે એક વા તીર્થના હકકોને ગુજરાતીઓને ઘેરે શેઠજીના દિલમાં જે રત નિયમો કેવેના પરીણામે તીર્થ- આહારવિહાર કેવાં છપરાવી તીર્થની આપનાર જે જૈન દેરાસરોમાં ફરજ અદા ઉધાઇની ભોગ થયેલા શાસ્ત્રો, અજાણ્યું કરી આધુનિક પદ્ધતી પુરઃસર છપાવી આપણી સમક્ષ મુકનાર, જે શાસ્ત્રોના અધ્યયનથી થઇ ગયેલા પવિત્ર મુનીગણોના સત્ય સન્દેશું પાન કરી ભાવી સુધારવા ઉત્સુક બન્યા છીએ. વિશેષમાં જેને પ્રતાપે આપણે કેળવણી પામ્યા છે. આપણને તેમજ આપણા દિગંબર સંપ્રદાયને દુનિયામાં ઓળખાવ્યો છે, તેમજ આપણા દિગંબર જૈનો માટે અનેક વિદ્યાલયો ઉભા કર્યા છે, કરાવ્યા છે અને તેથીજ આજે જૈનોના ત્રણે ફીરકામાં દિગંબર સંપ્રદાયને મુખ્ય નંબરે મુકવા ભાગ્યશાળી થયા છીએ, એવા શ્રેષ્ઠ પુરૂષને માટે પોતાની સમાજ જે કરે તે થોડુંજ છે. હે મહાવીર પ્રભો! એ પવિત્ર આત્માને અખંડનિત્ય શાન્તી

છે? પૈસાનો કેવી રીતે ઉપયોગ કરવામાં આવે છે તથા તે તીર્થોના હિસાબ જે આજ લાગી અંધારામાં રહેલા તે પ્રગટ કરી તીર્થની હાલતથી સમાજને કેવી વાકેફ કરી છે?

લાંબા ટીલાં ટપકાં કરીને હાથમાં માળા ઝાલવાથીજ ભગતની વ્યાખ્યાની સમાપ્તિ થતી નથી, તેમ હાથમાં માળા ને પેટમાં લાળા, સમાજને અવનત દશાએ પહોંચતી જોઇને જેને જરા પણ દયા આવતી નથી એવા માણસો ખરા ભગત નહીં પણ **બગભગતોજ** છે. ખરો ભક્ત તો તેનાં કૃત્ય પરથીજ જણાઇ આવે છે. પુન્ય શું ચીજ છે તથા શું કાર્ય કરે પુન્યની પ્રાપ્તિ થાય છે, તે શેઠજીના તીર્થ સંબંધીના કાર્યથીજ જણાઈ આવે છે; હજારો માણસ તરફથી ભલી બુરી સુણીને પણ કામ કર્યાનો કંઇ પણ બદલો મેળવવાની આશા વિના નિસ્વાર્થપણે પોતાના કર્તવ્યમાં મરતા સુધી દત્તચિત્ત રહેનાર પુરૂષને મહાત્મા નહીં તો બીજો શું કહેવાય? ધન્ય છે તેવા પુરૂષને અને ધન્ય છે તેની જનનીને કે જેણે આવા મહાત્માને પોતાની કુખે અવતાર આપ્યો. કહ્યું છે કે-

એ" **જનની** જણજે ભક્ત જન,<br>
મરત કાં દાતા કાં શૂર;<br>
સઘળા ર્‍ા તો રહેજે વાંઝણી,<br>
મ માવીશ ફોકટ નૂર";

સુકૃત કરીને આ એક મહાત્માનું મરતેને એમજ મેં તો મારૂં હોવા કોણ કઠીણ હૃદયનો માણસના વિયોગથી હૃદય પીગળ્યા વિના રહેતો કર્તવ્યનું ભાન ભુલેલી કરે છે.

આજે આપણે એ વીરપુરૂષ મિત્ર સંસારમાંથી વિદાય કરી તીર્થ પ્રત્યેની ખરી દિગંબર જૈન સમાજે દુઃખી તે એક ભક્ત માણસ હશે કે કહેવાય?

**સ્વાર્થ**ને અંગે તો સઘળી દુનિયા કામ કરે છે, પણ **નિઃસ્વાર્થ**પણે અને તે પણ બીજાના શ્રેયને માટે મહેનત કરનારજ **મહાત્મા** ગણાય છે. એવી કોણ સભા ને સોસાયટી, કમીટી કે મીટીંગ હતી કે જેમાં શેઠ માણેકચંદજીએ હાજરી નહીં આપી હોય. જીંદગીનો ઘણો ભાગ જેણે પરોપકાર અર્થેજ ગાળ્યો હતો એવા મહાત્માને તો હાલની પ્રજાએ જાતે નિહાળ્યો છે, અને તેવો એક નર પોતાની કોમમાં હોવાનું જે અભિમાન આપણને હતું, તે મહાત્માનું નામ ભવિષ્યની પ્રજા પણ યાદ કરે અને તેના ગુણનું અનુકરણ કરે તેને માટે એક **સ્મારક ફંડ** ઉભું કરી દરેક આદમી પોતાની શકિત તથા ભાવ મુજબ તે ફંડમાં પૈસા ભરી પોતાના ઉપર કરેલા ઉપકારનો બદલો **ફુલ નહીં** અને **ફુલની પાંખડી** રૂપે વાળશે એમ લેખક ઇચ્છે છે. આવું ફંડ સુરતમાં ખોલાયલું છે અને તેમાં હું રૂ. ૨૫) મોકલી આપું છું અને એજ મુજબ બીજા વાંચકોને એ ફંડમાં રકમો મોકલવાને આગ્રહ કરૂં છું. આવી રીતે ઉપકારી પુરૂષનો યત્ કિંચિત બદલો વાળવામાં જ્યારે જૈનસમાજ પાછી પાની કરશે તો એમજ સમજવું કે **સમાજ સ્વાર્થનીજ સગી** છે, તેમ તેની દશા સુધરવાની હજુ ઘણીવાર છે. આવા સ્મારક ફંડમાં પણ અગર કોઇનું શ્રેય હોય તો તે પણ સમાજનું; ન કે મરનારનું. ફકત શેઠજીની **યાદગારી** રૂપમાંજ આ પોતાનાજ ફાયદાને માટે કરવાનું છે. આવા સ્મારક ફંડમાંથી **વિદ્યાદાન** તથા **વિદ્યાવૃદ્ધિ** કે જે મરનારનો મૂળ મંત્ર હતો, તેને સારૂ કોઇ સંસ્થા સ્થાપી અગર જે છે તેમાંથી લાયક ગણી તેને ઉન્નત દશાએ પહોચાડવામાં આવશે, તો મરનારનો આત્મા સ્વર્ગમાં રહ્યે રહ્યે પણ સંતોષ પામશે કે તેના ચાહનારાઓએ તેના ઉદ્દેશની પુષ્ટિ કરી છે.

પ્રિય વાંચકો, શેઠ માણેકચંદજી એક ખાનગી ગૃહસ્થ તરીકે, કુટુંબ વત્સલ પિતા તરીકે, જાહેરમાં સમાજ ઉદ્ધારક તરીકે, સર્વના શુભેચ્છક તરીકે, ઉદાર સુજન તરીકે, ક્ષમા, નિરાભિમાન ને ચારિત્રની મૂર્તિ તરીકે પોતાનું જીવન સુવાસમય, આનંદમય, દ્રષ્ટાન્તમય કરી ગયા છે.

**સુખનિદ્રામાં શાન્ત** હૃદયે કાંઇ પણ **મંદવાડ વેઠયા** સિવાય એમનો આત્મા નિજ સ્વરૂપમાં સમાઇ ગયો, એજ બતાવી આપે છે કે **"આનું નામ તે મરણ."** એમના જવાથી, એમના નામથી જાણનાર એવા પ્રત્યેક જને કાંઇને કાંઇ ખોયું છે. **કુટુંબીઓએ** અનુકરણીય મહાત્મ્ય દ્રષ્ટીમાંથી જતું જોયું છે, મિત્રોએ હૃદયનો વિશ્રામ ખોયો છે, લોકોએ ચારિત્રનો ઉત્તમ નમુનો ખોયો છે, પ્રિય વાંચક, મરનારના ચારિત્ર પરથી તને ગ્રહણ કરવા યોગ્ય કંઇપણ શિક્ષણ મળ્યું હોય અને તે પ્રમાણે ચાલી સમાજની સેવા કરવામાં તું શકત્યનુસાર બહુ નહીં તો થોડો પણ ભાગ લેશે, તો સદરહુ લેખની સાર્થકતા ગણાશે.

શેઠજીના મરણથી જે શોક થાય છે તે કરતાં તેમની જગ્યા પુરનાર કોઇ પુરૂષ નજરે નહીં આવવાથી વિશેષ શોક થાય છે.

ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો અને તેમના કુટુંબમાં તેમનાથી પણ વિશેષ ઉજ્વલ કીર્તિ પ્રાપ્ત કરનાર પુરૂષ પેદા થાઓ, એજ હૃદયની પ્રાર્થના છે.

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

D. S. Shah. (ગીરીડી, બંગાલ)

## उपदेशकना भ्रमणनो रिपोर्ट.

મુંબાઇ દિગંબર જૈન પ્રાંતિક સભા તરફથી હાલ **પં. પીતામ્બરદાસજી** ઉપદેશક તરીકે **ગુજરાત પ્રાંતમાં** ભ્રમણ કરી રહેલા છે, જેમના ભ્રમણનો સંક્ષિપ્ત રિપોર્ટ નીચે મુજબ મળ્યો છે-

તા. ૨૪-૬-૧૪ના રોજ મુંબાઇથી નીકળી અંકલેશ્વર આવ્યો. અત્રે દિ. જૈનોના ૫૦ ઘર, વસ્તી ૧૨૫ મનુષ્યની છે. રાતના છા વાગ્યાથી મહાવીરસ્વામીના મંદીરમાં શેઠ અમરચંદ ખુબચંદના પ્રમુખપણા નીચે સભા કરી, જેમાં પ્રથમ શા. છોટાલાલ ઘેલાભાઇએ મ્હારો પરિચય કરાવ્યો. ત્યાર પછી ગૃહસ્થનાં **'ષટ નિત્યકર્મ'** વિષય ઉપર મ્હેં વ્યાખ્યાન કર્યું. ચાર ભાઇઓએ સ્વાધ્યાયનો અને એક ભાઇએ મહિના સુધી જીનપુજન કરવાનો નિયમ લીધો.

તા. ૨૭ મીએ **અમદાવાદ** આવ્યો અને શેઠ પ્રેમચંદ મોતીચંદ બોર્ડિંગની ધર્મશાળામાં ઉતર્યો. ઘર સંખ્યા ૧૨, મનુષ્ય સંખ્યા ૪૬ છે. રાત્રે બોર્ડિંગના સેક્રેટરી શા૦ ચીમનલાલભાઇના પ્રમુખપણા નીચે મિથ્યાત્વ, અન્યાય, અભક્ષના ત્યાગપર વ્યાખ્યાન આપ્યું, જેથી કેટલાક વિદ્યાર્થીઓએ **પરસ્ત્રીત્યાગ તથા શાસ્ત્ર સ્વાધ્યાય** અને અષ્ટ દ્રવ્યથી પુજન કરવાના **નિયમ** લીધા. ચીમનલાલભાઇએ ઉપદેશક ભંડારમાં રૂ. ૨) આપ્યા. તા. ૨૮ મીએ બોર્ડિંગના વિદ્યાર્થીઓની પરીક્ષા લીધી. પરિક્ષાનું પરિણામ સાધારણ રૂપમાં ઠીક છે. એમને ઇનામ કરવા વિષે કહેવામાં આવ્યું.

તા. ૨૯મીએ **નરોડા** આવ્યો. ઘર સંખ્યા ૨૦, મનુષ્ય સંખ્યા ૮૦ છે. રાત્રે શેઠ તારાચંદના પ્રમુખપણા નીચે જીનપુજન, અને શાસ્ત્રસ્વાધ્યાયના વિષયમાં વ્યાખ્યાન કર્યું, જેથી ચાર માસ માટે એક ભાઇએ શાસ્ત્ર વાંચવું અને દશ ભાઇઓએ સાંભળવાનું સ્વીકાર કર્યું. રૂ. ૪॥ ઉપદેશક ભંડારમાં આવ્યા. મંદિર એક છે. લોકોમાં અજ્ઞાનતા અને ઢૂંઢનો પ્રભાવ વધારે છે. અહીં એક બ્રાહ્મણી પાસે જીનેંદ્રદેવનો અભિષેક કરાવતા જોવામાં આવ્યું, જેથી બીજી બે શાસ્ત્ર સભાઓ કરી, પરન્તુ કોઇ પણ ભાઇએ પ્રક્ષાલ અને અષ્ટ દ્રવ્યથી પુજન કરવાનું સ્વીકાર્યું નહી !

તા. ૨ જુલાઇએ **રખીયાળ** આવ્યો. ઘર સંખ્યા ૧૮ છે. તા. ૪-૭-૧૪ના દિવસે એક વ્યાખ્યાન મિથ્યાત્વત્યાગ અને સ્વાધ્યાય પ્રચાર ઉપર કર્યું, જેથી ૪ મહિના માટે પાંચ ભાઇઓએ સ્વાધ્યાય કરવાનું અને બે સ્ત્રીઓએ કુગુરૂ, કુદેવ, કુધર્મપૂજાનો ત્યાગ કર્યો તથા ન્હાઇને, જીનદર્શન કર્યા પછીજ રસોઇ આદિ કરવાનું સ્વીકાર્યું.

તા. ૫મીએ **પ્રાંતિજ** આવ્યો. મંદિર એક, ઘર સંખ્યા ૧૦, મનુષ્ય સંખ્યા ૨૫ છે. રાત્રે શ્રાવિકાશ્રમમાં એક શાસ્ત્રસભા કરી. તા. ૬ ઠીએ શેઠ માણેકચંદ ગુલાબચંદના પ્રમુખપણા નીચે 'સાચો ધર્મ' એ વિષયપર વ્યાખ્યાન થયું, જેથી ચાર ભાઈઓએ સ્વાધ્યાય કરવા અને કેટલીક સ્ત્રીઓએ ન્હાઇ, જીનદર્શન કર્યા પછી રાંધવાનું સ્વીકાર્યું. પંચ તરફથી રૂ. ૧) ઉપદેશક ભંડારમાં મળ્યો. અહિંના શ્રાવિકાશ્રમમાં બહારગામની ૭ શ્રાવિકાઓ, ૫ કન્યાઓ ધર્મશાસ્ત્ર ભણે છે તથા ત્રણ નાના છોકરા ભણે છે. અધ્યાપિકા ઇડર નિવાસી ઉગરીબાઇ છે. શ્રાવિકાઓ અષ્ટદ્રવ્યથી જીનપુજન કરે છે, પરન્તુ શોક છે કે અભિષેક કરનાર એક વિધર્મી બ્રાહ્મણ છે. અહીંના ભાઇઓએ પ્રમાદ છોડવો જોઇએ. તા૦ ૭મીએ એક શાસ્ત્રસભા કરી તથા શ્રાવિકાશ્રમમાં ભણનારી શ્રાવિકાઓની પરિક્ષા લીધી. પરિક્ષાફળ સંતોષજનક છે અભ્યાસ છહઢાલા, પુજન, આલોચના પાઠ અને બાળબોધ જૈન ધર્મનો પાઠ છે.

તા૦ ૮ મીએ ઓરાણ આવ્યો. મંદિર એક, ઘર ૫૦, મનુષ્ય સંખ્યા ૧૫૦ છે. રાતના ૮ વાગ્યાથી શેઠ ગલચંદ ફતેહચંદના પ્રમુખ-

પણા નીચે મિથ્યાત્વ, અન્યાય અને અભક્ષ ત્યાગપર વ્યાખ્યાન થયું, જેથી ૩૦ સ્ત્રીઓએ સ્નાન અને જીનદર્શન કરી રસોઇ કરવાનું સ્વીકાર્યું તથા ૧૨ સ્ત્રી પુરૂષોએ શીલવ્રત લીધું. તા૦ ૯ મીએ રાત્રે શાસ્ત્રસભા થયા પછી એક વ્યાખ્યાન ષટ્ નિત્યકર્મ પર થયું, જેથી ૬ ભાઇઓએ શાસ્ત્રસ્વાધ્યાય અને ૨ ભાઇઓએ ૪ મહીના માટે જીનપૂજન કરવાના નિયમ લીધા. પંચ તરફથી રૂ.૫) ઉપદેશક ભંડારમાં આપ્યા. અહીં એક જૈન પાઠશાળા બે મહિનાથી સ્થપાઇ છે. રહવારે ૭ થી ૯ સુધી ૨૫ વિદ્યાર્થી ભણે છે અને દિવસના બે થી ૫ સુધી ૧૨ સ્ત્રીઓ તથા કન્યાઓ ભણે છે. અધ્યાપક લલ્લુભાઇ છે.

તા. ૧૧મીએ સોનાસણ આવ્યો. મંદિર ૧, ઘર ૨૫, મનુષ્ય સંખ્યા ૧૦૦છે. આજે વરસાદ વધારે હોવાથી સભા થઇ શકી નહીં. તા. ૧૨ મીએ રાત્રે ગાંધી જીવરાજ ઉગરચંદના પ્રમુખપણા નીચે 'શાસ્ત્રસ્વાધ્યાય' વિષયપર વ્યાખ્યાન આપ્યું જેથી એક ભાઇએ શાસ્ત્ર વાંચવા અને દશ ભાઇઓએ તથા ૪ સ્ત્રીઓએ સાંભળવાનું સ્વીકાર કર્યું. અહીં પહેલા જૈન પાઠશાળા સ્થપાઇ હતી, પરંતુ અધ્યાપક યોગ્ય ન મળવાથી તુટી ગઇ. પંચ માસીક રૂ. ૨૦)ના પગારથી બીજો શિક્ષક ઇચ્છે છે, આથી પ્રાન્તિક સભાએ શિક્ષક શોધી ત્વરાએ મોકલી આપવો જોઇએ. શીખવા લાયક ૨૫ છોકરા તથા ૧૦ સ્ત્રીઓ અને કન્યાઓ પણ છે.

તા. ૧૪ મીએ નનાનપુર આવ્યો. મંદિર ૧, ઘર ૧૫, મનુષ્ય સંખ્યા ૬૦ છે. રાત્રે શેઠ મોતીચંદ વેણીચંદના પ્રમુખપણા નીચે એક વ્યાખ્યાન 'ગૃહસ્થના ષટ્ નિત્યકર્મ' વિષયપર કર્યું, જેથી એક ભાઇએ શાસ્ત્ર વાંચવાનું અને ૧૪ ભાઇઓએ સાંભળવાના નિયમ લીધા.

તા. ૧૫ મીએ ફતેહપુર આવ્યો. મંદિર ૧, ઘર ૨૬, મનુષ્ય સંખ્યા ૭૫ છે. રાત્રે મહેતા રેવચંદ વીરચંદના પ્રમુખપણા નીચે મિથ્યાત્વ, અન્યાય, અભક્ષ ત્યાગ વિષય પર વ્યાખ્યાન આપ્યું. તા. ૧૬ ની રાત્રે બીજું વ્યાખ્યાન 'સ્વાધ્યાય પ્રચાર અને જીનપૂજન' પર આપ્યું, જેથી ૧૦ ભાઇઓએ સ્વાધ્યાય કરવાનું તથા પ્રતિદીન રાત્રે એક ભાઇએ શાસ્ત્ર વાંચવું અને ૫ ભાઇઓએ સાંભળવાનું સ્વીકાર્યું. ત્રણ વર્ષથી સ્થપાયલી જૈન પાઠશાળા યોગ્ય શિક્ષક ન મળવાથી બંધ પડી છે. રૂ. ૧૫) ના પગારથી પંચ એક શિક્ષક ઇચ્છે છે. આથી પ્રાંતિક સભાએ તજવીજ કરી જલદી મોકલવો જોઇએ. અહીંના ભાઇઓ તથા સ્ત્રીઓની ધર્મરૂચી બીજા સ્થાન કરતાં વિશેષ છે. આથી બીજી બે શાસ્ત્રસભાઓ વધારે કરી, જેથી દરેક ઘરના ભાઇએ પંદર પંદર દિવસના વારે એક વર્ષ માટે અષ્ટ દ્રવ્યથી જીનપૂજન કરવા સ્વીકાર્યું. મહેતા ભાઇચંદ છગનલાલે પ્રાંતિક સભાના સભાસદ થવા કબુલ્યું છે અને પંચ તરફથી રૂ. ૫) ઉપદેશક ભંડારમાં આપ્યા.

તા. ૨ જીએ ઇડર આવ્યો. ભટ્ટારક વિજયકિર્તીજીથી હૃદયદ્રાવક ખબર સાંભળવામાં આવી કે, જગપ્રસિદ્ધ અને જૈન સમાજોદ્ધારક શ્રીમાન શેઠ માણેકચંદજીનો સ્વર્ગવાસ! હાય! થોડાજ સમયમાં કેટલાક લોક મારી પાસે આવ્યા અને શેઠની બિમારી આદિની વાતો પૂછવા લાગ્યા, પરંતુ મને ખબર નહોતી કે શેઠજી મ્હને ધાર્મીક જોશના પગ વડે ઉભો કરી કદીપણ દર્શન નહીં કરાવે. રાત્રે ભટ્ટારકજીના પ્રમુખપણા નીચે શોકસભા કરી અને તે નામ કુટુંબીઓ ઉપર શોકદર્શક તાર મોકલવાનો ઠરાવ કર્યો.

તા૦ ૨૨મી એ વડાલી અતિશયક્ષેત્ર પહોંચ્યો. અહીં દિગંબર જૈનનું એક પણ ઘર નથી, પરંતુ પાર્શ્વનાથ સ્વામીનું મોટું દિગંબર મંદીર છે. બધી વ્યવસ્થા શ્વેતાંબરીના હાથમાં છે. કદી કદી આંગી પણ ચઢાવે છે અને દિગંબરી આમ્નાય પ્રમાણે હમેશાં પૂજન પણ થતું નથી. તીર્થક્ષેત્ર કમીટી અને ઇડરના ભટ્ટારકે વિશેષ ધ્યાન આપવું જોઇએ.

તા૦ ૨૩ મીએ માણેકબાઇ જૈન પાઠશાળાની પરીક્ષા લીધી, જેમાં વિદ્યાર્થી ૨૦ અને કન્યાઓ ૨૫ હતી, પરીક્ષાફળ સંતોષજનક છે. અભ્યાસક્રમ ઉત્તમ છે. શિક્ષક ભાઇ નાથાલાલ છે અને અધ્યાપિકા મેનાબાઇ ઉદાસીન વૃત્તિવાળા છે.

તા૦ ૨૪ મીએ ભટ્ટારકજીના પ્રમુખપણા નીચે સપ્ત વ્યસન ત્યાગપર એક વ્યાખ્યાન થયું, પરંતુ ફુટને લીધે કાંઇ સફળતા થઇ નહીં.

તા૦ ૨૬ મીએ તલોદ આવ્યો. મંદિર ૧ જીર્ણાવસ્થામાં છે. ઘર ૧૨, મનુષ્ય સંખ્યા ૩૫ છે. મિથ્યાત્વ ત્યાગ અને જીનપૂજન માટે કહ્યું તો એક વર્ષ માટે પોતપોતાના વારે અષ્ટ દ્રવ્યથી પૂજન કરવા સ્વિકાર્યું.

તા૦ ૨૭ મીએ ઉજેડીઆ આવ્યો, રાત્રે શાસ્ત્રસભા કરી અને તા૦ ૨૮ મીએ 'સ્વાધ્યાય પ્રચાર'પર એક વ્યાખ્યાન આપ્યું. મંદીર ૧, ઘર ૨૫, મનુષ્ય સંખ્યા ૮૦ છે. બીજી સભા તા. ૨૯મી રાત્રે 'મિથ્યાત્વત્યાગ અને જીનપૂજન' વિષયપર કહ્યું તો ચાર ભાઇઓએ પોતપોતાના વારે એક વરસ માટે અષ્ટ દ્રવ્યથી પૂજન કરવા અને રાત્રે મંદિરમાં શાસ્ત્ર વાંચવા તથા સાંભળવાનું સ્વીકાર્યું. શેઠ કાળીદાસ સાકળચંદે રૂ. ૧) અને પંચ તરફથી રૂ. ૨) ઉપદેશક ભંડારમાં આવ્યા.

તા. ૩૦ મીએ અમદાવાદ આવ્યો અને તબીયત ઠીક ન હોવાથી રૂપામાઇ ઔષધાલયમાંથી દવા લીધી અને બે દિવસ રહ્યો. રાત્રે બોર્ડિંગના વિદ્યાર્થીઓનું ધર્મશિક્ષણ તપાસ્યું. અધ્યાપક પં. કાશીભાઇની શિક્ષણ પદ્ધતિ અનુકરણીય છે, પરંતુ યોગ્ય રીતે ધ્યાન આપવું એ વિદ્યાર્થીની ફરજ છે.

તા. ૨૮ મીએ કલોલ પહોંચ્યો. મંદિર ૧, ઘર સંખ્યા ૫૦, જૈન સંખ્યા ૩૦૦ છે. રાત્રે શાસ્ત્રસભા તથા તા. ૩ જી એ જાહેર સભા શેઠ કેવળદાસના પ્રમુખપણા નીચે કરી ગૃહસ્થના ષટ્ નિત્ય કર્મ પર વ્યાખ્યાન આપ્યું, જેથી ૨૦ ભાઇઓએ ૧૫ દિનના વારાથી અષ્ટ દ્રવ્ય પૂજન નિત્ય કરવાના નિયમ લીધા. ૨૦ જન સ્વાધ્યાય કરે છે. અને ભણવા લાયક ૩૭ છોકરાઓ છે તે તથા સ્ત્રીઓ પણ ભણવાને ઉત્સાહી છે, માટે. શેઠ આશુલાલજી વગેરે ઝટપટ કરી પંચદ્વારા પાઠશાળા ખોલે તો કેવું સારૂ. શેઠ અમથાલાલે રૂ. ૩) ઉપદેશક ભંડારમાં આપ્યા.

તા૦ ૫ મીએ અલુવા આવ્યો. મંદિર ૧, ઘર સંખ્યા ૧૫ અને જન સંખ્યા ૪૦છે. મંદિર બહાર જાહેર સભા કરી, તેમાં અન્યમતી ભાઇ પણ હાજર હતા. મ્હેતા મગનલાલના પ્રમુખપણા નીચે 'મનુષ્ય જન્મની સફળતા' ઉપર વ્યાખ્યાન કર્યું જેથી ૧૫ ભાઇઓએ બે વર્ષ સુધી ૧૫ દિવસના વારાથી અષ્ટદ્રવ્ય પૂજન કરવાનું સ્વીકાર્યું. પંચ તરફથી રૂ. ૫) ઉપદેશક ભંડારમાં આવ્યા. શા. નેમચંદ વેણીચંદ સભાસદ થયા.

પીતામ્બરદાસ ઉપદેશક.

નોટ—આ પ્રાંતમાં જીનપૂજન અષ્ટદ્રવ્યથી રોજ થતું નથી તથા રાત્રે શાસ્ત્રસભા થતી નથી, જેથી દરેક ગામની પંચે ખાસ ઠરાવ કરી પુજન અને શાસ્ત્રસભાનો રિવાજ હંમેશ માટે ચાલુ કરી પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઇએ. વ્યવહાર ધર્મજ, નિશ્ચય ધર્મને પ્રાપ્ત કરવાનું મુખ્ય કારણ છે, જો કે

ગ્રહસ્થના ૭ નિત્ય કર્મ એ નામથી પ્રસિદ્ધ છે, પરંતુ હાલ ગુજરાતમાં ગ્રહસ્થોને ઘેર જઇને પુછીએ છીએ તો ષટ્કર્મ શું ? તેમાં પ્રથમ દેવપૂજાને પણ તેમનામાં સદ્ભાવ નથી. નાની નાની ઉમરના નહિ, પણ ૫૦ વર્ષથી પણ મોટી ઉમરના પણ વર્ષભરમાં ભાગ્યેજ એકાદ વખત અર્ધમંત્ર ચઢાવતા હશે ! વ્હાલા જૈન બંધુઓ ! જલ્દી ચેતો અને કંઈપણ ન કરી શકો તો દેવપૂજાને તો કદીપણ ન ભૂલો એજ તમારા 'જૈન' નામની સાર્થકતા છે,

ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી,
મંત્રી, ઉપદેશક વિભાગ–મુંબાઈ

## सनातनजैन ग्रंथमालाका छपना वंद !

करनाही पड़ा, क्यों कि हमारे पवित्र जैन धर्मका प्रचार करनेवाले विद्वान् वा धर्मप्रचारके लिए लाखों रुपये खर्च करनेवाले दानवीर महाशय इस ग्रंथमालाके छपते रहनेमें कोई भी लाभ नहीं समझते। न तो इस ग्रंथमालासे संस्कृत पाठशालाओंमें पढ़नेवाले विद्यार्थियोंको ही विद्याध्ययनमें ग्रंथप्राप्तिकी सुगमता होती है, न इसके ग्रंथ अन्यमती विद्वानोंमें बिना मूल्य जानेसे जैन धर्मकी प्रभावना ही होती है और न इसमें प्राचीन संस्कृत प्राकृत ग्रंथोंके छपनेसे इतिहासादि कार्योंमें ही सहायता पहुंचती है तथा न कलकत्तेकी यूनिवर्सिटीमें दिगंबर जैनाचार्यकृत जैनेंद्र शाक्टायन व्याकरणकी ६ टीकायें और आप्तपरीक्षादि न्याय ग्रंथोंके भरती होनेसे वहांकी परीक्षा देनेवाले विद्यार्थियोंको भी इन ग्रंथोंके पढ़ने पढ़ानेकी ही जरूरत है, क्योंकि कलकत्ता यूनिवर्सिटीमें अन्यमती विद्यार्थी तो इन ग्रंथोंको सुगम समझ पढ़ैंगे ही क्यों ? रहे जैनी विद्यार्थी सो वे हाथसे लिख २ करही इन ग्रंथोंको पढ़ लेंगे और परीक्षा दे लेंगे, अर्थात् इस ग्रंथमालाके छपनेसे कोई भी प्रतीन नहीं होता!! यही कारण है कि २२ महिने तक इस संस्थासे हजारों नोटिस बाँटनेपर व जैनहितैषी, जैनमित्र, सत्यवादी, दिगंबर जैनादि पत्रोंमें अनेकबार प्रार्थना, प्रेरणा, उत्तेजना छपनेपर तथा अनेक धनपात्रों सभा सोसाइटियोंके समक्ष वा पत्रद्वारा वार२ प्रार्थना करनेपर भी किसीभी दानवीर व माईके लालने इस ग्रंथमालाको द्रव्यसहायता नहीं दी है। यह हमारी बड़ी भारी गल्ती और अदूरदर्शिताका विचार था, जो हमने उसमानाबादनिवासी एक मात्र श्रीमान् श्रेष्ठिवर्य्य गांधी नेमिचंद वहालचंदजी वकीलकी २०००) मात्रकी सहायता पाकर ही इस महान् कार्यको प्रारंभ कर दिया तथा कमसेकम २०० ग्राहक ८) देने वाले और १९ ग्राहक सौ २ रुपये देकर पंद्रह२ प्रतिके दानी ग्राहक तो अवश्यही बन जायगा, ऐसा अनुमान और आशा करनाभी हमारा सर्वथा भूलभरा था क्योंकि आजतक

२२ महिनोंसे वारंवार रोने पुकारनेपर भी आठ २ रुपयेके कुल ६० तथा सौ रुपयेके तीन ही महाशयोंको दानी ग्राहक बना पाये। हमें अत्यंत दुःख है कि इन ग्राहकोंसे प्राप्त हुए ९००) रुपये और मूल संस्थापक महाशयसे प्राप्त हुए २०००) रुपये लगाकर केवल १० दश अंक ही छपाकर जैनेंद्र प्रक्रिया उत्तरार्ध शब्दार्णव टीका सहीत, जैनेंद्र व्याकरण चिंतामणि टीका सहित, शाकटायन व्याकरण और राजवार्तिक जो अधूरे ही रखकर इस ग्रंथमालाको छपना वंद कर देना पड़ा।

पाठक महाशयों! इस समय हमारे पास इतनाभी द्रव्य नहीं है कि आठवां अंक तैयार है वह तथा नवें दशवें अंकमें दो२ फारम छपने बाकी है वे छपाकर और पोष्टेज लगाकर ग्राहकोंके पास भेज देवें। यदि कमसे कम दो हजार रुपयोंकी सहायता किसी भूलेमटके जिनवाणी-भक्त धर्मात्मा महाशयसे इस भादो मासमें मिल जायगी तो उक्त अधूरे ग्रंथ (८ अंक छपाकर) तो अवश्य ही पूरे कर देना हमारा कर्तव्य है परंतु उसके पश्चात् फिर तो जैनी धनाढ्य महाशयोंकी सहायता मिल जानेकी आशापर ऐसे दुःसाहसका कार्य कदापि नहीं किया जायगा। क्योंकि हमने आजतक बहुत कुछ साहस और आशा की है और की थी परंतु जहां तक विचारते है हम किसीभी कार्यमें सफल नहिं हुये तो अब इस अतिशय महान् कार्यमें, जिसमें कि एक२ अंक ३००) रुपयोंकी लागतसे कममें तैयार नहिं होता, कैसें सफलीभूत हो सकते है?

इस ग्रंथमालाका वा इस धार्मिक संस्थाका हिसाब २०००) देकर कार्य प्रारंभ करानेवाले महाशयके पास तो भेज दिया गया है। उनसे और भी सहायता मागी गई है, यदि मिल गई तो शेष अंक पूर्ण करके इस संस्थाकी सविस्तर रिपोर्ट छपाकर प्रकट कर दी जायगी। इस चर्चामें कोई महाशय हिसाब देखना चाहें तो उन्हें लिखकर भेज सकते हैं।

जैन समाजका दास—
पन्नालाल वाकलीवाल
मंत्री-भारतवर्षीय जैन सिद्धान्त प्रकाशिनी संस्था।
ठि, मदागिनी जैन मंदिर—बनारस सीटी।

---

नोट—उपला लेखथी एम जणाय छे के वालब्रह्मचारी जैनसमाजसेवक पं. पन्नालालजी वाकलीवाळ जे 'सनातन जैन ग्रंथमाला' द्वारा संस्कृत जैन शास्त्रो प्रकट करी रह्या छे ते हवे मदद न मळवाथी तथा जोईता ग्राहक न थवाथी बंध थवानी तैयारीमां छे! आ सांभळी कया जैन बंधुने खेद नहि थाय! अमो वारंवार अमारा वांचकोने जणावी गया छीए के गांठना पैसाथी न बने, तो मंदिरना भंडारना पैसाथी पण ए 'ग्रंथमाला'ना ग्राहक

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

नमः श्री वर्द्धमानाय निर्द्धूतकलिलात्मने ।
सालोकानां त्रिलोकानां यद्विद्या दर्पणायते ॥

| वर्ष ७ मुं. | वीर संवत २४४०. भाद्रपद. विक्रम सं. १९७०. | अंक १२ मो. |
| --- | --- | --- |

## संपादकीय वक्तव्य.

खम्मामि सव्व जीवाण सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्व भूदेसु वेरं मज्झं ण केणवि ॥

**उत्तम क्षमा.**

आपणो महान पर्व श्री दशलक्षण पर्व यानें पर्युषण पर्व निर्विघ्न पूर्ण करी आजे अमो सर्व वांचको समक्ष उत्तम क्षमानी याचना करवा उपस्थित थया छीए. अनेक स्नेहीओ, संबंधीओ अने ग्राहको तरफथी उत्तमक्षमावणीना पत्रो अमोने मळेला छे जे सर्वेने जुदो जुदो उत्तर आपी न शकावाथी आ स्थळे अमो ते स्नेहीओनो उपकार मानी उत्तमक्षमा चाहीए छीए. वळी एक जाहेर पत्रकारनुं कार्य स्वतंत्रताथी कोईनी पण शरम-रखावट राख्या वगर निडरपणे बजाववुं पडे छे अने तेम करता आ वर्षमां अमाराथी कोईने कईपण अघटीत लखवामां आव्युं होय, तो ते माटे अमो सर्व वांचकवर्गनी क्षमा याची एज इच्छीए छीए के सर्व बंधुओना हृदयमां उत्तम क्षमा गुणनो अहर्निश वास थाओ !

✤ ✤ ✤ ✤ ✤ ✤

**સાતમા વર્ષમાં શું મળ્યું?**

આ પત્રનો સાતમા વર્ષનો આ ૧૨ મો અંક છે એટલે આ પત્રનું સાતમું વર્ષ આ અંકથી પૂર્ણ થાય છે અને હવે આવતા નવીન માસ અને નવીન વર્ષથી આ "દિગંબર જૈન" પત્ર પણ આઠમા વર્ષમાં પ્રવેશ કરશે. આ સાતમા વર્ષના ગ્રાહકોને "દિગંબર જૈને" કેટલો ગંજાવર લાભ આપેલો છે, તેનો દરેક ગ્રાહક જો સરવાળો કરી જોશે, તો તેમને જણાશે કે આ વર્ષમાં રૂ. ૧) નો મનમોહક ગંજાવર સચિત્ર ખાસ-અંક અને બીજા અંકો મળી ૬૦૦ પાનાનું વાંચન માસિક દ્વારા તથા ૫ હિંદી અને ૫ ગુજરાતી ભાષાના એમ રૂ. ૨ાના કિંમતના ૧૦ પુસ્તકો દ્વારા લગભગ ૫૭૫ પાનાનું વાંચન મળી

चामडानां पोशाको हमेशने माटे पहेरावो ए केटलुं खेदजनक अने आश्चर्यकारक छे ! कपडांना पूठां पण जेवा जोईए तेवा मजबूत बनावी शकाय छे, माटे आ बाबत तरफ सर्वे भाईओनुं अमो खास लक्ष खेंचीए छीए.

✤ ✤ ✤ ✤

**वीर निर्वाण संवत.**

पारसी, मुसलमान, ख्रीस्ती, हिंदु वगेरे कोम पोतपोताना संवतो माने छे अने पोताना लखवाना कार्यमां ते संवतनो उपयोग करे छे, पण घणाखरा जैनो वीर निर्वाण संवत पोताना कार्यमां हजु लखता जणाता नथी. वीर संवत लखवाथी आपणा महावीर प्रभूने मोक्षे गयाने केटलां वर्ष व्यतित थयां, ते हरहमेश याद रहेवा उपरांत आपणो संवत जगजाहेर थाय छे, माटे नवीन वर्षना चोपडाओमां तथा पत्रव्यवहारमां वीर निर्वाण संवत २४४१ लखवानो अमो दरेक वांचकने खास आग्रह करीए छीए. वीर संवतनी साथे पोतानी सगवड मुजब विक्रम संवत के इसवीसन भले लखवो, पण सौथी पहेलां तो वीर संवत लखवोज जोईए, जेना नमुना तरीके आवता वर्षे चोपडाओमां नीचे मुजब लखी शकाशे-श्री वीर संवत २४४१ विक्रम सं. १९७१ना कार्तक सुद १ वार सोमे ता. २०-१०-१४.

✤ ✤ ✤ ✤ ✤

दि. जैन कोम उपर आ वर्षमां कोण जाणे केवी अपद्-

वियोग पर वियोग शा माटे थया छे के तेमांथी एक पछी एक अग्रेसरोनो वियोग थतो थतो जाय छे. एक तो आ वर्षे केटलीक बेंको भांगवाथी आपणी अनेक बोर्डिंगो तीर्थक्षेत्र कमीटी, श्राविकाश्रम विगेरे संस्थाओना केटलांक नाणां तेमां संडोवायां छे, ते साथे एवा असह्य वियोगो थया छे के जे लखतां कंपारी आवे छे. प्रथम महासभाना महामंत्री मुन्शी चंपतरायजीनो वियोग थयो के तेनी पाछळ महासभाना प्रमुख अने दि. जैनोना राजा तरीके गणाता दानवीर शेठ माणेकचंदजीनो ओचींतो वियोग थयो, तेने थोडाज दिवस थीत्या एटलामां तीर्थरक्षाना स्तंभ श्रीमान् बाबू धन्नुलालजी अटार्नी सोलीसीटरनो पण बेज दीवसनी मांदगीमां वियोग थयो अने आ वियोगोनी वेदना तो रुझाई नहोती, एटलामां थोडाज दिवसमां कलकत्तानिवासी श्रीमान् शेठ परमेष्ठीदासजी (रानीवाला) नो शेठ माणेकचंदजीनी माफक ओचींतो वियोग थवाथी हाल दिगंबर जैन कोम शोकसागरमां निमग्न थयेली छे, अने तेज कारणथी 'दिगंबर जैन' पत्रे त्रण मास थयां शोकजनक चिह्न धारण करेलां छे. अमो एज इच्छीए के आ त्रणे शेठोना आत्माने शांति अने तेमना कुटुम्बीओने धैर्य प्राप्त थाओ अने हवे कोममां मुशेद शांति पथराई आवा वीरनरो उत्पन्न थाओ.

✤ ✤ ✤ ✤ ✤

**तेमनी योग्य कदर शुं नहि थाय ?**

श्रीमान् स्वर्गीय दानवीर जैनकुलभूषण शेठ माणेकचंदजीए हिंदना तमाम दि. जैनोनी उन्नति माटे जे तन, मन अने धन सर्वेनो एकसरखो अने अनहद भोग

आपेलो हतो तेनी कदर करवाने तथा आवा दानी अने पुण्यात्मा पुरुषनुं नाम अने यादगीरी हंमेश माटे जळवाई रहेवाने आ शेठना नामनुं स्मारक फंड जे आ पत्रे उघाडेलुं छे, तेमां हजु धारवा जेटली रकमो भराती नथी ए आश्चर्य जेवुं छे! ज्यारे श्वेतांबरी भाईओ तथा बीजी कोमोमां, कोमना योग्य पुरुषोनी यादगारी माटे हझारो बल्के लाखोनां फंडो थाय छे त्यारे शेठ माणेकचंदजी जेवा नररत्न, के जेणे कंईपण भिन्नभाव राख्या वगर आखा हिंदुस्तानना जैनोनी जे सेवा बजावी छे तेना बदला तरीके आ स्मारकफंडमां दश पंदर हझारनुं फंड पण नहीं थाय? 'कांकरे कांकरे पाळ बंधाय अने टीपे टीपे सरोवर भराय' ए कहेवत मुजब जो दरेक दि. जैन घर दोढ रुप्यो बब्बे पण मोकलवामां आवे तो दश पंदर हझार तो शुं, लाख रुप्या थतां पण वार लागे नहि. आ स्मारक फंड हवे टुंक समयमां बंध करवामां आवशे माटे जेमणे स्मारक फंडमां कंई न मोकल्युं होय तेमने कंईने कंई रकम मनीओर्डरथी मोकलवाने अमो खास आग्रह करीए छीए. आ फंडनी पहोंच नाम साथे दिगंबर जैनमां प्रकट थाय छे.



## स्वीकार–समालोचना.

"सांजवर्तमान" पटेटी खास अंक—जो मुंबाइ इलाकामां टुंक समयमां एकदम आगळ वधतुं अने अति लोकप्रिय थतुं कोइपण रोजींदु वर्तमान होय तो ते मुंबइनुं **"सांजवर्तमान"** पत्र छे. आ पत्र केटलाक वर्षोथी पारसीओनी पटेटी प्रसंगे खास अंक काढे छे, त्यारथी एनी लोकप्रियतामां जबरो वधारो थतो जोय छे. आ सचित्र खास अंक मोटा **२६४ पानानो** होइ, आशरे **६० चित्रो** अने ३६ मोटा अंग्रेजी लेखो तेमज ८६ गुजराती लेखो अने कविताओ मळी **१२२ विषयोवाळो गंजावर पोथो छे.** चित्रोमां टाइटलनुं तथा आखा पानानी साइझनां १३ गंजावर चित्रो आर्टकळानी उत्तम कारीगीरीना अने मनमोहक छे, तेमज तेनुं प्रीन्टीगवर्क पण घणुंज सारुं छे. आवा गंजावर अंक पाछळ महेनत अने द्रव्यनी गंजावर जहेमत उठावेली छे, एमां कांइ शक नथी. पारसी मालीकीना पत्रो केटला बधा आगळ वधता जाय छे तेनो आ अंक सचोट पुरावो छे. दरेके आ अंक खास जोवा लायक छे. किं. मूल्य रु. १। छे, जे "सांजवर्तमान" ओफीस, कोट मुंबाइने लखवाथी मळी शके छे.

**"जैन हितेच्छु"** नो पर्युषण खास अंक—जैनोना त्रणे फिरकामां सपने चाहनार अने त्रणे फीरकाने लगता उंची शैलीना लेखो चर्चावतुं जो कोइपण गुजराती मासिक पत्र होय, तो ते मुंबाइथी श्रीयुत **वाडीलाल मोतीलाल शाहनी** देखरेख नीचे प्रकट थतुं **'जैन हितेच्छु'** पत्र छे. पर्युषण पर्व प्रसंगे आ खास अंक प्रकट करेलो छे, जे लगभग **३०० पृष्ठनो** होइ तेमां, अंग्रेजी, गुजराती भाषाना नाना मोटा १८ लेखो छे, जेमां जुगमंदरलाल जैनी बेरीस्टरनो "Practical Jainizm" नो अने श्रीयुत वाडीलालनो 'पर्युषण पर्व अथवा पवित्र जीवननो परीचय' तेमज 'कार्य अने बनावनां पांच कारण' ए नामनो मुनि रत्नचंद्रजीनो संवादरूपे लेख;

शास्त्रोंनुं उत्तम शिक्षण लई रहेला छे. मासिक खर्च रु. ५००) छे ज्यारे स्थायी फंड तो रु. २२०००) नुंज छे, जेमां ८०००) तो स्पीशी बेंकमां संडोवायला छे, माटे आ संस्थाने दरेके वखतोवखत मदद मोकलवानी जरुर छे. (६) मी. चवरेना प्रयासथी अकोलानी बोर्डींग ठीक पायापर आवती जाय छे. हाल ११ विद्यार्थी छे. (७) जबलपुर बोर्डिंगने नारायणदासजी तरफथी रु. ३९०००) नी मदद मळवाथी ते स्थायी थई छे. हाल २१ विद्यार्थी लाभ ले छे. (८) दिल्हीना जैन विद्यालयमां १०० विद्यार्थी भणे छे. प्रबंध सारो छे. (९) ब्यावरनी जीवरक्षा कमीटी गाय, बकरां, भेंस, वगेरेना जीवो बचावचाने तथा तेने पाळवाने सारो प्रयास करे छे. हाल एमां ७६० पशुओ छे. आ संस्था दरेक रीते उत्तेजनने पात्र छे. (१०) कुंडलपुर (दमोह) मां नवीन स्थपायेल महावीर उदासीनाश्रमे छ मासमां ठीक कार्य बजाव्युं छे. ३ ब्रह्मचारीओ हजु एमां दाखल थया छे. फंड आशरे रु. ८०००) नुं थयुं छे. सहायक मंत्री चुन्नुलाल श्रावक छे.

(૧૧) મુંબાઈની મોહનલાલજી જૈન લાયબ્રેરી ઘણાજ સારા પાયા ઉપર આવતી જાય છે. ફંડ રૂા. પોણો લાખનું છે. એમાં ૭૦૮૬ છાપેલા અને ૭૮૦ તો હસ્તલિખિત પુસ્તકો છે. ૧૭ વર્તમાનપત્રો આવે છે. આ લાયબ્રેરીનો જૈનો ઉત્તમ લાભ લે છે. આ શ્વે. જૈનોએ સ્થાપેલી ઉત્તમ સંસ્થાનું અનુકરણ કરી મુંબાઈના દિ. જૈનોએ હીરાબાગ જેવે સ્થળે દિગંબર જૈન લાયબ્રેરી સ્થાપવાની અત્યંત જરૂર છે. શેઠ માણેકચંદજીના મુંબાઈના સ્મારક ફંડમાંથી જો તેમના નામની આવી લાયબ્રેરી સ્થપાય તો કેવું સારૂં ! (૧૨) બોરસદનું નિરાશ્રીત ફંડ પણ સારૂં કાર્ય બજાવે છે. એનો હાલ ૨૩ નિરાશ્રીતો લાભ લે છે. આ સંસ્થા પણ દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. (૧૩) શ્વે. જૈન કોન્ફરંસે નવ વર્ષમાં પ્રથમના વર્ષમાં જો કે ઠીક કાર્ય બજાવ્યું છે પણ હાલ કેટલાક વર્ષોથી કુસંપને લીધે કાર્યમાં શીથિલતા માલમ પડે છે, માટે અગ્રેસરોએ એકસંપમાં જોડાઈ શરૂઆતના જેવા ઉત્સાહથી કાર્ય કરવાની જરૂર છે.

## जैन समाचार संग्रह.

### शोक ! शोक !! महा शोक !!!

अभी शेठ माणिकचंद्रजी जे. पी. तथा बाबू धन्नूलालजी अटर्नीकी मृत्युके शोकको हमलोग भूले भी न थे कि फिर अचानक एक वज्रपात हो गया। घटना बड़ी ही दुःखदायक है। लिखते हृदय कांपता है कि-ता. २१-८-१४को करीब ११ बजे दिनके कलकत्तामें शेठ परमेष्ठीदासजी रानीवालेका कोई १० मिनटकी गड़बड़में देहान्त हो गया। कोई १० बजे आप अच्छी तरह नित्यप्रतिके नियमानुसार मन्दिरजीमें दर्शन करने गये और ज्योंही

दर्शन करके माला फेरने बैठे कि जी घबड़ाने लगा और बेहोस हो गये। अस्तु, तुरन्त ही आप अपनी कोठी पर लाये गये और प्रायः १० मिनटमें ही आपके पाण पखेरु उड़ गये!!! न जाने जैन समाजका भाविष्य कितना अंधकारमय है कि प्रायः २ महीने मेंही उज्वल रत्न देखते २ उठ गये।

झालरापाटनमें श्री शांतिनाथ रथोत्सवः—सदाकी भांति आसोज सुद १५ को झालरापाटनमें रथयात्रा होगी और नसियांजीमें रात्रिको श्री शान्ति विद्यालयके छात्र नाटक करेंगे और धर्मोपदेश सभा होगी। वदि १ को चतुर्विंशति जिनपूजन अभिषेकादि होकर फिर रथयात्राका उत्सव होगा। ईस अवसर पर सर्व भाईओंको पधार कर धर्मप्रभावना और श्री शान्तिनाथस्वामीके वैराग्यमई बिम्बके दर्शन कर पुण्यभंडार भरना चाहिये। जानेके लिये बी. बी. सी. आई. में थी छतरपुरका खास स्टेशन है।

દારૂ અને જીવનો વધ બંધ:-વાંકાનેરથી શા. પાનાચંદ ગુલાબચંદ લખે છે કે મઉ (અમદાવાદ)માં શ્રાવણ વદ ૧૪ને દીને ઠાકાર સાહેબ જસવંતસિંહજીના પ્રમુખપણા નીચે સભા થઇ હતી તેમાં ધાર્મિક ચર્ચા ચાલવાથી ઠાકાર સાહેબે યાવજ્જીવ દારૂ ન વાપરવાની અને પોતાને હાથે જીવનો વધ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. તેમજ સરદાર જેશીંગજીએ પણ તેવીજ પ્રતિજ્ઞા લીધી છે. વળી કેટલાકે બીડી નહિ પીવાના પણ નિયમો લીધા હતા. આ ઠાકાર સાહેબ ક્ષત્રી છે, તોપણ તેમનો જૈન ધર્મપર સારો ભાવછે.

अलौकिक हस्तलेखन कोशल्यः—श्री श्रवणबेल्गुल (म्हैसुर) निवासी विजयचन्द्र नामे एक दि. जैन महाशय हस्तलेखन शैलीमां अलौकिक शक्ति धरावे छे. तेमणे हालमां एक चोखाना दाणानी एक बाजुए H. H. The Maharaja of Mysore आटलुं कोतरीने ते दाणो म्हैसुर सरकारने भेट आपतां सरकारे तेथी संतोष पामीने रु. ४५) नुं ईनाम आप्युं हतुं, तेमज श्रवणबेल्गुलना भट्टारके तेमने सोनानो चांद आप्यो छे! आ ग्रहस्थने नागरी, तामील, कानडी वगेरे भाषामां पण आवा सूक्ष्म अक्षरो कोतरता आवडे छे.

विलक्षण स्मरण शक्तिः—शाहापुर (बेलगाम)मां बाबू मल्लप्पा लेंगडे नामे १७ वर्षनो एक विद्यार्थी छे ते एवी तो अजब स्मरणशक्ति हाल धरावे छे के कोई दिवसनो मात्र महीनो अने तिथि कहेतानी साथे ते दिवसनुं नक्षत्र, वार, तारीख, माहे सन वगेरे पंचांग जोया वगर ते कही शके छे.

सावध रहेजोः—ब्र. महावीरप्रसादजी जणावे छे के उज्जननो एक मीश्रीलाल नामे पुजारी गामेगाम फरतो फरे छे अने कहे छे के "हुं तो ब्र. महावीरप्रसाद छुं, तेमज एम पण कहे छे के तेमनो हुं चेलो छुं वगेरे." एने कोईए दिक्षा आपेली नथी माटे कोई स्थळे ए आवे तो एनाथी ठगावुं नहि. आ ब्रह्मचारीजी हाल कुंथलगीरी छे.

-માળવા દિ. જૈન કોન્ફરંસ—માળવા દિ. જૈન પ્રાં. સભાની વાર્ષિક બેઠક શ્રી સિદ્ધવરકૂટ ક્ષેત્રમાં ધૂળીયાનિવાસી શેઠ ગુલાબચંદ હીરાલાલના પ્રમુખપણા નીચે કારતક વદ ૪-૫-૬ ને દીને ભારે ઠાઠથી થનાર છે.

સુદાસણાની પંચ જાહેર કરે છે કે અત્રેના મંદિરની ટીપ માટે અત્રેથી ગોપાલ દલછારામ, રવચંદ પાનાચંદ, તલકચંદ હાથીચંદ વગેરે પાંચ જણ સોજીત્રા તથા સુરત જીલ્લામાં નીકળેલા છે, તેઓ જ્યાં આવે ત્યાં તેમની ઓળખાણ ન માંગતા મદદ આપવી.

पंडितकी आवश्यकता:—ऐलक पन्नालालजी दि. जैन पाठशालाके लिये पंडितकी आवश्यकता है। इस वारेमें मंत्री राजमल बाकलीवाल जैन, ब्यावर (रजपुताना) के साथ पत्रव्यहार करना चाहिये।

મદદ મળી:—મુંબાઇના શ્રાવિકાશ્રમને ગયા વર્ષ માસમાં રૂા. ૫૪૩॥ ની મદદ મળી છે. આ સંસ્થાને મદદની બહુજ જરૂર છે માટે દરેકે વખતોવખત આ સંસ્થાને અવશ્ય સહાયતા આપતા રહેવું જોઇએ.

ब्रह्मचर्याश्रमनो वार्षिक उत्सव:—हस्तीनापुरमां श्री रुषभ ब्रह्मचर्याश्रमनो त्रीजो वार्षिक उत्सव कार्तक सुद ८थी १५ सुधी मेळा प्रसंगे भारे ठाठथी थनार छे.

पाठशाला स्थपाई:—कुशलगढमां भादरवा सुद ७ ने दीने पाठशालानी स्थापना थई छे अने ५० विद्यार्थी दाखल थया छे. स्थापनाना मेळावडामां मास्टर मोतीलालजी, पं. सोहनलालजी वगेरेनां भाषणो थयां हतां तथा मीठाई वेंचाई हती.

लग्न प्रसंगे दान:—ललितपुरमां जेठ मासमां सीवनीनिवासी श्रीमान् रा. बा. शेठ पुरनशाहजीना पुत्रना लग्न जैनविधिथी सारी धामधूमथी थयां हतां तेमां वे सभा पण मळी हती अने शेठ पुरनशाहजीए आशरे रु. १०००) विद्यादान तथा तीर्थरक्षा माटे काढ्या हता.

तीर्थक्षेत्र कमीटीना प्रमुख अने महामंत्री—भारत. दि. जैन तीर्थक्षेत्र कमीटीना प्रमुख तरीके दानवीर शेठ हुकमचंदजी अने शेठ माणेकचंदजीनी-जग्याए महामंत्री तरीके लाला प्रभुदयालजी (भागमल प्रभुदयाल) नीमाया छे, अने सहायक महामंत्री तरीके शा. लल्लुभाई लक्ष्मीचंद चोकशी छे.

मोटो शास्त्रभंडार:—नागोर (मारवाड) मां प्राचीन शास्त्रभंडार छे, जे केटलांक वर्षोथी बंध छे तेमां आशरे सात आठ हजार प्राचीन ग्रंथो छे. हाल आ वर्षे त्यां भट्टारक कनककीर्तिजीए चोमासुं करेलुं छे तथा पं. पन्नालाल बाकलीवाल ए शास्त्रभंडार खोलावी जोवाने तथा तेनुं सुचीपत्र तैयार करवाने हाल नागोर गयला छे. आ शास्त्रभंडारनो जीर्णोद्धार थाय, तो अनेक बाबतो अजवाळामां आवी शकशे. आ बाबत माटे पं. पन्नालालजीने पुरती मदद मळवानी जरुर छे,

कार्तक मासनो वधारो:—सचित्र खास अंक माटे गंजावर गोठवणो करवानी छे तेथी ते अंक अने पंचांग मळतां, आवता

मासमां ढील थाय, तो एथी जणावीए छीए के कार्तक मासमां सुद १ नो क्षय छे एटले सुद १–२ मंगलवारे छे तेम वद २ (बुध ने गुरु) बे छे अने वद१०नो क्षय छे.

**विनामूल्य वितरण**—पर्युपण पर्वके हर्षमें सभा, पाठशाला, लायब्रेरी, बोर्डिंगके लिये 'हिन्दी व्याकरणरुपी वृक्ष' उनके मंत्री-का पत्र तथा आधा आनेका टिकट डांक महसूलके लिये आनेसेभी विनामूल्य और विद्यार्थीओंको एक आनाकी टिकट भेजनेसे मिलता है। अखीर सितंबर तक ईस पतेसे मगा लिजिये—गोपीलाल गोधा, चंपाबाग—लश्कर (ग्वालियर)।

**ब्यावरमां ईनामनो मेलावडो**—मंत्री राजमलजी जणावे छे के अत्रे पाठशाळा तो २० वर्षथी स्थपायेली छे, पण सवा वर्षथी ए पाठशाळा, ने त्यागी पन्नालालजीनुं नाम जोडायलुं छे. एमां भणनार छोकरा छोकरीओनी संख्या ४० थी ५० रहे छे. भादरवा सुद ३ ने दीने ईनामनो मेलावडो करवामां आव्यो हतो, जेमां व्यास पूनेमचंदजी (सोलापुरवाळा शेठ वालचंदजीनी पेढीना मुनिम) ने हाथे छोकराओने जरी कामनी टोपीओ अने छोकरीओने ओढणीओ वेंचाई हती, तेम पाठशाळा माटे मकान वापरवा आपनार राय बहादुर शेठ चम्पालालजीने धन्यवाद आपवामां आव्यो हतो. वळी पाठशालानी मदद माटे सुद १४ने दीने टीप थई हती तेमां मासिक रु. २५)नी मदद नक्की थई छे. आ पाठशाळा माटे एक अंग्रेजी मीडल पास अने बीजो हिन्दीनो तथा नामानो सारो जाणकार ए बे अध्यापकोनी जरुर छे.

**અમદાવાદ બોર્ડિંગ પ્રકરણ**—અમદાવાદની આપણી બોર્ડિંગમાં ભાદરવા સુદ ૫ મે સમોસરણ રચના સાથે પૂજા ભણાઇ હતી. તથા વદ ૧ ને દીને શેઠ પ્રેમચંદભાઇના વિધવા શ્રીમતી ચંપાબાઇ તરફથી રૂ ૧૦૦૦) ની ચાંદીની પાલખી ભેટ મોકલાઇ હતી, તેથી જળયાત્રાનો વરઘોડો પાલખી સાથે બોર્ડિંગથી નીકળ્યો હતો. વળી અત્રે કાર્લેકરનું સરકસ આવ્યું હતું તેના મેનેજરે વિદ્યાર્થીને ત્રણ વખત મફત ખેલ દેખાડી રૂ ૨૫) મદદફંડમાં ભર્યા છે. જે ચંદુલાલ નામે વિદ્યાર્થીને ગોળીથી અકસ્માત થયો હતો તે હવે સાજો થઇ અભ્યાસમાં જોડાયો છે. એની કાળજીથી દવા કરનાર હોસ્પીટલના આ. સરજનને સારું માનપાન આપાયું છે.

**यज्ञोपवित संस्कार**—अमारोहांमां दशलक्षण पर्व भारे उत्साहथी पळाई भादरवा सुद १० ने दीने २२ विद्यार्थीओए तथा केटलाक ग्रहस्थोए विधिपूर्वक यज्ञोपवित संस्कार कर्यो हतो, जे वखतना देखावनो आकर्पणीय अने अनुकरणीय फोटो अमोने प्राप्त थयो छे, जे आवता अंकमां प्रकट करीशुं.

**મેલાવડાઓ**—રતલામની દિ. જૈન બોર્ડિંગનો વાર્ષિક મેલાવડો આસો સુદ ૧૩ને દીને અને અમદાવાદની બોર્ડિંગનો મેલાવડો આસો સુદ ૧૫ને રવિવારે પ્રભાતે થનાર છે. આ મેલાવડામાં જનાર મેમ્બરો અને ગ્રાહકો પોતાની મેમ્બર ફી અથવા લવાજમ ત્યાં ભરી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે.

महासभाः—भारत. दि. जैन महासभानी वार्षिक बेठक मथुराजीमां चौरासीपर मेळा प्रसंगे आसो वद १ थी ८ सुधी मळनार छे.

मेळोः—श्री पावापुरीमां वार्षिक मेळो आसो वद ०)) ने दीने भरानार छे.

## 'दिगंबर जैन' नी १० भेटो.



आ वर्षनी १० भेटो माटे अनेक प्रकारनी मांगणीओ माटे पत्रव्यवहार आवतो होवाथी आ वर्षे भेटनां क्यां १० पुस्तको क्या क्या अंक साथे वेंचवामां आवेलां छे, ते अत्रे प्रकट करीए छीए.

बीजी भेट-"श्राविकाबोध स्तवनावली"—वैशाखना अंक साथे वेंचाई छे.

पांचमी भेट "खोराक अने तंदुरस्ती":—ज्येष्ठना अंक साथे वेंचाई छे.

प्रथम भेट "श्री कुंदकुंदाचार्य चरित्र", चोथी श्री श्रीपाळ चरित्र ( हिंदी ) अने छट्ठी भेट श्री जम्बूस्वामी चरित्र ( हिंदी ) आ त्रण भेटो ज्येष्ठ मासमां जूदां बुकपोष्ट द्वारा मोकलवामां आवी छे.

त्रीजी भेट 'आपणे आपणी स्थितिमां शुं संतोष राखवो जोईए?'—आ भेट अषाढना अंक साथे वेंचाई छे.

सातमी भेट "श्री प्रातःस्मरण मंगळपाठ," आठमी भेट 'उपदेशमाळा' अने नवमी भेट 'श्री दशलक्षण धर्मः'—आ त्रणे ( हिंदी ) भेटो भाद्रपदना अंक साथे वधारा तरीके मोकलवामां आवी छे.

दशमी भेटः—'त्रेपनक्रिया विवरण':—आ छेल्ली भेट आ अंक साथे रवाना करवामां आवी छे.

आ मुजब आ वर्षनां ग्राहकोने ५ हिंदी अने ५ गुजराती भाषानां मळी कुले १० पुस्तको भेट तरीके मोकलाई चुकायां छे. हिंदीने बदले गुजराती के गुजरातीने बदले हिंदी पुस्तको आपवामां आवतां नथी.



## हिंदी ग्राहकोंको निवेदन।

हमारे कितनेक हिन्दी ग्राहकोंकी तर्फसे अनेक तरहकी शिकायतें आती रहती हैं, इसलिये इस वर्षमें उनकों कितना लाभ पहुंचाया गया है और आगामी वर्षमें भी कैसा लाभ पहुंचाया जायगा वह प्रकट किया जाता है:—

इस वर्षमें खास अंक और शेष ११ अंकों मिलकर अंदाजन २०० पृष्ठोंके हिन्दी भाषाके लेखों और बहुतसे समाचारों और लेखों हिन्दी (देवनागरी) लीपिमें ही प्रकट किये गये थे, और इस वर्षमें जो १० पुस्तकें उपहारमें दी गई हैं उसमें पांच तो हिन्दी भाषाकी हैं और तीन पुस्तकें गुजराती भाषामें होकर भी हिन्दी लीपिमें हैं, जिससे उपहारकी १० पुस्तकोंके अंदाजन ५७५ पृष्ठोंमें ४०० पृष्ठ तो हिन्दी भाषाके ही हैं। कितनेक ग्राहकों

[ शेष टाइटलपर ]




## लुखी भक्ति !

मुज्ञ वांचको ! वरसना वरस अने महिनाना महिनाओ वायुवेगे चाल्या जाय छे. पर्युषण पर्व वरसमां त्रण फेराने बदले आपणे हाल एक वखत पाळीए छीए. ए मात्र दश दिवस पण स्थिरता अने भावपूर्वक धर्मसाधन कराय, तो आखा त्रणसो साठ दिवसना बांधेला पापना पोटलांनी कांई बांधछोड थाय, परंतु ए दश दहाडा पण " भुखानां वारे मास सरखा. " हाय जंजाळमां ने संसारी खटपटमां खलास करी दईए, तो पछी थईज चुक्युं! मने तो लागे छे के आ वरसनो पर्युषण पर्व एवोज कांई लुख्खोलच पसार थई गयो छे, पण थायज तो ! लोको हाल लडाईनी अने बेंक मेन्युआनी वातोमांथी परवारे, त्यारे मंदिरे जई भगवाननो भाव पूछे केनी ? होय वा होय ! पहेला पेटपूजा पछी देवपूजा ! आ काळमां त्रधाज भावथी भक्ति करे, तो पछी स्वर्गमां जग्या क्यांथी थाय ? !!

✤ ✤ ✤ ✤

## मारी नम्र माफी.

भला भाईओ ! गुस्सो नहिं लगाडशो हों ! ए तो मने एवी टेवज छे के जेम आवे तेम अगडम बगडम भरडीज मारुं ! पण वर्षांते पर्युषण पर्व पछी तमारी पासे सामटी माफी मांगी लउं, एटले खलास ! तमारो गुस्सो सफाचट ! वारु ! त्यारे आ आखा वरसमां में तमोने कांइ कडवा मीठा, गळ्या मोळा, तीखा, फीका, गरम थंडा वचनो कह्यां होय, लख्यां होय के लखाव्यां होय ते बदल तमोने कांई गुस्सो लाग्यो होय के दिलमां वसवसो उत्पन्न थयो होय, तो महेरबानी करी उत्तमक्षमा रुप थंडा आईसथी अग्नि रुपी क्रोधने थंडोगार बनावी देजो. हुं तो विचार विनानो रफुचक्कर जेवो विनोदी, ते गमेतेम गांडुघेलुं बोलुं, पण तेनो जराए द्वेष तमारे कदि लाववोज नहि; सदा उत्तमक्षमाज राखवी.

✤ ✤ ✤ ✤ ✤ ✤

## अधिपतीनो अभखरो ने कोमनी कदर !

वारु ! पण आधिपती साहेबने वळी शुं स्वाद पड्यो छे के दर वर्षे मोटा मोटा खास अंको काढवा मंडी पडे छे ? शुं तेओ नवरा हशे ? के एमां पेट भरातुं हशे ? के वाहवा बोलाती हशे ? के आम तनतोड महेनत करी मनमोहक अने जैनोमां पेहेला नंबरनो अंक काढवा गडमथल करे छे ? पण कांइ हशे तो खरुंज तो ! लाभ विना लालच शानी ? लालच धर्म फेलाववानी अने ग्राहक वधारवानी ! बीजी शुं? कांई पेदा करी दोढीआं गांठे थोडाज बांधवा छे ? जात तोडी काम करे छे ते कोमना भला अने उन्नतिने खातरज तो. एवा निःस्वार्थी तो कोईकज नीकळे. बाकी आज तो " पैसो मारो परमेश्वर अने बाईडी मारी गुरु " एवुं छे !

✤ ✤ ✤ ✤ ✤ ✤

## खास अंकनो गंजावर पोथो !

भाईओ ! गमे तेम कहो, ए अभखरावाळा अधिपति साहेब खास अंक काढवामां पैसानो अने महेनतनो भोग आपी अचबधज करे छे. जैनोमां सर्वथी पहेला नंबरज गणाय

छे, एमां तो फेर नहिं. लेखो पण पांच छ मासना तत्वथी भरपुर, चित्रो पण वळी अवनवां अने मनमोहक, तेम वळी भेटो पण ढगले ढगला, जाणे देवाळीओज घंघो ! ! पण ए बधी उछळकूद कोना उपर ? वांचकोनाज आशरा उपर केनी ? कांई गांडना गोपीचंदन थोडाकज कोई करवानुं हतुं. " भेंस जोर करे ते खुंटा उपर " माटे कामनी कदर करो, उत्साहने वधारो अने एकेक बबे ग्राहक वधारी आपवा कोशीश करो, तेमज व्हेला व्हेला लवाजमना रुपीया पोणाबे मनीऑडर करी दीवाळी पहेलां प्रथमबीज मोकली आपो के जलदीथी खास अंकनो गंजावर पोथो तमारा कोमळ हस्तमां आवीने उभो रहे ! ! बाकी आळस राखशो अने वी.-पी.-नी राह जोईने बेसी रहेशो, तो खास अंक मोडोज मळशे केमके पोस्ट ऑफीस कंई एक दहाडे वन्दम सामटां वी. पी. लेतीज नथी.

✤ ✤ ✤ ✤ ✤ ✤

## आफतनुं वादळ !

एक तरफ ज्यारे अनेक प्रयत्नो अने अनेक कष्टे आपणुं अथडातुं वहाण पार उतारवा कोममांथी परमार्थी पुरुषो महा मुसीबते नीकळी आवे छे, त्यारे बीजी तरफ आपणां दुर्भाग्ये " अकर्मीना दडीआ काणा " तेम महान् वीरो एक पछी एक काळना सपाटामां जई उभा रहे छे. चंपतरायजी गयाने थोडो वखत थयो के जबरजस्त स्थंभ शेठ माणेकचंदजी चाल्या गया ! तेने एक मास पण पुरो नहीं थयो के आत्मवीर धर्मवत्सल परोपकारी धर्मने माटे सतत मेहनत करनार बाबू धन्नुलाल सॉलीसीटर ओगणीस दिवस थया ! तेओने पंदर वीश दिवस नहिं थया के तीर्थरक्षाना महान् स्तंभ बाबू परमेष्टीदासजी रानीवाला कलकत्ता निवासी मंदीरमांज नवकार मंत्रनो जाप करता करताज आ अस्थिर संसार छोडी चालता थई गया. विचार करो भाईओ ! आ तमारां दुर्भाग्य के बीजुं कांई ? महा महेनते मळेलां रत्नो एक पछी एक खोवाई जाय ए शुं ? "जे गाममां रोज धाड आवे, ते गाम केम वसे?" हाय ! आपणे शुं छेकज दुर्भागी हईशुं ? के वहाणना नाविकोज चालवा मांडे छे ? हे प्रभु ! रहेम करो अने अमारी दुर्भागी कोमने आफतना वादळमांथी बचावो.

✤ ✤ ✤ ✤ ✤

## शुं छेकज नगुणा थईशुं ?

धर्म बंधुओ ! आपणा अधिपतीराज एक दहाडो मारे मोंढे कफडता हता के शेठ माणेकचंदजी जेवा वीर पुरुषनी पण कोम कदर नहिं करे ए केवुं कृतघ्नीपणुं कहेवाय ? में कहुं— "एम केम ? लोको स्मारक फंडमां नाणां तो कोथळा भरी मोकले छेने ? पांच दश हजार तो थई गया हशे ?" तेओ कहे—"शुं कपाळ मारुं. जो गुजरातमांथी तो कटके कटके करीने कंईक ठीक आव्या ! पण हजी घणा गामोमांथी तो मींडुंज छे, अने खरुं पुछो तो उत्तर हिंदुस्तान, माळवा, वागड, दक्षिण, बुंदेलखंड वगेरेना मोटा भाईओए तो यथाशक्ति राती पाई पण मोकली नथी. कदाच जनती बने कंई मोकलशे होयतो, पण एवुं कारण शुं हशे, ते कांई समज पडती नथी. शेठजीए कांई आगगाडीना फर्स्ट नथी. सर्वने समान दृष्टिथी मदद अने लाभ आपी छे." में कहुं—"ना, ना. एम होय नहिं. लोको

कंई एवा छेकज नगुणा नथी. हजी मोकलवाना विचारमांज हशे के भूली गया हशे ते हवे मोकलशे, पण जलदी मोकले तो सारुं." "ओण मोई डोसी अने पहोर कांई आवे आंसु?"

✣ ✣ ✣ ✣ ✣

विपत्तिना वमळमां.

आपणी परम हितैषी, न्यायमूर्ति, शांतिप्रिय, धर्मप्रेमी ब्रीटीश सरकार हालमां युरोपमां महान युद्धनी विपत्तिना वादळमां घेराई छे! विना मरजीए पण रणसंग्राममां झीपलाववुं पड्युं छे. वगर तैयारीए पण हाम भीडी याहोम करी केशरीयां करवां मंडी पड्या छे. योद्धाओ जीवना जोखमे दुश्मनोने हंफावे छे अने जीतनां नगारां गगडावे छे. हे प्रभु! दुश्मनोनी दुर्बुद्धि फेरवो, तेओनी अथंग राज्यलोभनी जिज्ञासा दुर करावो अने शांतिनुं साम्राज्य जलदीथी स्थापन थाय एवी निर्मळ बुद्धि आपो, के जेथी असंख्य प्राणीओ जे हालमां विना मोते मरणने शरण थाय छे ते बचे, नाणांनो होम थतो अटके, अने व्यापार रोजगार आवाद थाय.

विनोदी.




બોધેગાંવ—બળવંત બાપુરાવ લખે છે કે, પર્યુષણ મોટા આનંદથી પસાર થયો હતો. ભાદરવા સુદ ૫, ૧૫ અને વદ ૧ ને દીને ભારે ઠાઠમાઠથી વરઘોડો કાઢવામાં આવ્યો હતો. અહીં લીંગાયત લોકોનું જોર ઘણું હોવાથી સરકારની પરવાનગી મેળવી કાર્ય કરવામાં આવ્યું જેથી તે લોકો ફાવી શક્યા નહીં. આવીજ રીતે દરેક વર્ષે સંપથી કાર્ય કરવાની જરૂર છે!

અંકલેશ્વર—શા. છોટાલાલ ઘેલાભાઇ લખે છે કે, અત્રે પર્યુષણ ઘણા ઉત્સાહથી પસાર થયાં હતાં. અનેક વ્રતો થયાં હતાં તેમજ જળયાત્રાનો વરઘોડો પણ કાઢવામાં આવ્યો હતો.

ઈડર—શા. નાથાલાલ જણાવે છે કે, પર્યુષણ પર્વ સારી રીતે આનંદમાં પ્રસાર થયાં છે. એક બાઇએ કોળીઆવત તથા ત્રણ બાઇઓએ પાંચ પાંચ અપવાસ કર્યા હતાં અને સાંજ સ્હવાર શાસ્ત્રસભા થતી હતી.

ચોરીવાડ—શા. વેણીચંદ મલુકચંદ લખે છે કે, પર્યુષણપર્વમાં એક બાઇએ **૧૫ અપવાસ**,ને બીજી એક બાઇએ **૧૦ અપવાસ** કર્યા હતા. ૧૩ ભાઇઓએ અનંતવ્રત અને એકે દશલક્ષણવ્રત કર્યું હતું. દરરોજ પુજા ભણાતી હતી. શાસ્ત્રસભા દિવસમાં બે વખત થતી હતી. પંદર અપવાસવાળાની પાલખી દિવસ ૫ અને દશ અપવાસવાળાની પાલખી દિવસ ૨ ફેરવાઇ હતી.

વસો—શાહ છોટાલાલ કાળીદાસ જણાવે છે કે, પર્યુષણ પર્વ સારી રીતે પળાયો હતો તથા ભાદરવા સુદ ૯ અને ૧૫ ને દિવસે પાખી પળાઇ હતી અને પ્રભાવનાઓ પણ થઈ હતી. ભાદરવા વદ ૧ દિવસે વરઘોડો નીકળ્યો હતો.

આણંદ—મોતીચંદ રાવજી લખે છે કે, અહીં દશલક્ષણી પર્વ મોટા ઠાઠમાઠથી થયો છે અને પૂજનવિધાન તથા શાસ્ત્રસ્વાધ્યાય, ભજનકિર્તન દરરોજ થતાં હતાં. અનુબાઇએ ૧૦ અપવાસ કર્યા હતાં અને જળયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો.

ઝાબુઆ—મોદી માણેકચંદ પન્નાલાલ લખે છે કે, અહીં પર્યુષણ પર્વ સારી રીતે

આનંદથી પસાર થયો હતો. શાસ્ત્રસભા એ વખત દરરોજ થતી હતી. બાઇ પન્નાલાલની સુપત્નિએ ૧૦ અપવાસ કર્યા, જેની ખુશાલીમાં નીચે પ્રમાણે દાન કરવામાં આવ્યું હતુંઃ—

રૂ.૨૦) 'દિગંબર જૈન'ના ગ્રાહકોને એક પુસ્તક ભેટ વ્હેંચવા માટે, રૂ. ૨૫) શ્રી દિગમ્બર જૈન મંદિર-ઝાબુઆ. રૂ. ૧૦) શ્રાવિકાશ્રમ-મુંબાઇ રૂ. ૧૦) સ્યા. મહાવિદ્યાલય-કાશી રૂ. ૧૦) ઋષભ બ્રહ્મચર્યાશ્રમ-હસ્તીનાપુર, એ મુજબ રૂ. ૭૫) નું દાન કર્યું છે. તેમજ મેનાબાઇએ ૧૦ અપવાસ કર્યા હતા.

કરમસદ—શા. પરભુદાસ હેમચંદ લખે છે કે, અત્રે પર્યુષણ રૂડીરીતે થયાં હતાં બ્ર૦ હેમસાગરજીએ દશ અપવાસ કર્યા હતા તેમ બે શ્રાવકોએ તેલાં કર્યાં હતાં. બીજાં પણ વ્રતો થયાં હતાં.

અલુવા—શા. શ્રીકમલાલ નાનચંદ જણાવે છે કે, અત્રે પર્યુષણ પર્વ સારી રીતે થયાં હતાં. તેમાં એક બાઇએ ત્રણ અપવાસ કર્યાં હતાં અને રોજ શાસ્ત્ર વંચાતું હતું.

લાકરોડા—કોટડીઆ રેવચંદ હેમચંદ લખે છે કે, અત્રે પર્યુષણ પર્વ ઘણાજ આનંદથી પસાર થયાં હતાં. સુદ ૧૦ મે જાંબુડી નિવાસી મહેતા કચરાભાઈ પદમશીનાં હસ્તે શેઠ માણેકચંદ હીરાચંદ દિ. જૈન પુસ્તકાલય ખુલ્લું મુકવાની ક્રિયા કરવામાં આવી હતી, જે વખતે એક સાર્વજનિક સભા ભરવામાં આવી હતી, જેમાં ઓરાણવાળા શા. લલ્લુભાઇ રાયચંદે સવાસ ૧ કલાક સુધી ભાષણ કરવાથી કેટલાક ભાઇઓએ સ્વાધ્યાયનો અને જે બન્ને વધો શકે એવાઓએ સાંભળવાનો નિયમ લીધો હતો. સુદ ૫ થી સુદ ૧૪ સુધી દરરોજ શાસ્ત્રસભા થતી હતી. વદ ૧ને દિવસે રાણેતા મુજબ જળયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો જેની તથા બીજી મળી રૂ. ૧૦૦) ની ઉપજ થઇ હતી. ચાલુ સાલે ૧૬ માણસોએ ષોડશકારણ અને ૪ માણસોએ દશલક્ષણીકવ્રત કર્યાં હતાં.

વાસણાચોધરી—પર્યુષણપર્વ સારી રીતે પળાયો હતો, બે સ્ત્રી અને એક છોકરી મળી ત્રણ જણે દશલક્ષણીક વ્રત કર્યું હતું તથા દરરોજ શાસ્ત્રસભા થતી હતી.

વાંચ—શા. મુળચંદ ઇશ્વરદાસ લખે છે કે, અત્રે પર્યુષણપર્વ સારી રીતે પસાર થયો છે. હાથીજણવાળા બાઇ રામબાઈએ દશ અપવાસ કર્યા હતાં. જેની ખુશાલીમાં રૂ. ૧૩) અમદાવાદની બોર્ડિંગમાં વિદ્યાદાન માટે કાઢ્યા છે, તથા જળયાત્રાનો વરઘોડો ધામધુમથી નીકળ્યો હતો. પં. કાશીભાઇના ઉપદેશથી કેટલાકે સ્વાધ્યાયના અને સાંભળવાના નિયમો લીધા હતા. ત્રણ સ્વામીવત્સલ થયાં હતાં.

દશેરા—કેશવલાલ વીધાથા જણાવે છે કે પર્યુષણ પર્વ રૂડી રીતે થયો હતો તથા અભિષેક, પુજાઓ અને શાસ્ત્રસભા દરરોજ થતી હતી. બાઇ માણેકબાઈએ સાત અપવાસ કર્યા હતાં. દરરોજ પ્રભાવના થતી હતી. પાખી ૨ પળાઇ હતી,

ટેંભુર્ણી—દોશાકા બાપુભાઇ દેવચંદ લખે છે કે, અહીં પર્યુષણ પર્વ આનંદથી થયો હતો, દરરોજ પુજા પ્રભાવના તથા શાસ્ત્રસભા થતી હતી. બાઇ કેસરબાઇએ ૫ અપવાસ કર્યા હતાં.

પેથાપુર—શા. મજીલાલ છગનલાલ લખે છે કે, પર્યુષણ પર્વ સારી રીતે થયો હતો, તેમાં પારેખ મગનલાલની પત્નિએ ૫ અપવાસ કર્યા હતા તથા પુજા ભણાવી હતી. દશલક્ષણી વ્રત પણ એ કર્યું હતું.

પ્રભાવના તથા શાસ્ત્રસભા પણ દરરોજ થતી હતી.

**વડોદરા**—શાહ માણેકલાલ લખે છે કે, અત્રે પર્યુષણ પર્વ નિર્વિઘ્ને પસાર થયો છે, જેમાં સોળકારણ વ્રત ૬ જણે તથા શ્રી રત્નત્રય વ્રતના તેલાં ૪ જણે કરેલાં તથા પૂજન, સ્વાધ્યાય, શાસ્ત્રસભા દરરોજ થતી હતી. ભાદરવા વદ ૧ ના દિવસે વાડીના મંદિરનો જળજાત્રાનો વરઘોડો સરકારી હાથી ડંકા સાથે ભારે ઠાઠમાઠથી નીકળ્યો હતો અને નવી પોળનો વરઘોડો બીજા દિવસે તેવીજ ધામધુમથી નીકળ્યો હતો. પર્યુષણ પર્વની ખુશાલીમાં વદ ૧ ના દિવસે પાઠશાળાના હોલમાં એક **જાહેર સભા** શા. ઇશ્વરદાસ તુળશીદાસના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. તેમાં શા. ભોગીલાલ નાથાભાઇએ '**એકયતા**' ઉપર અને શા. નાનચંદ પુંજાભાઇએ "**કેળવણી**" ઉપર ઘણુંજ સારૂં વિવેચન કર્યું હતું. બાદ પાઠશાળાના વિદ્યાર્થીઓને અને શ્રાવિકા પાઠશાળાની શ્રાવિકાઓને **ઇનામ**નાં પુસ્તકો વ્હેંચવામાં આવ્યાં હતાં.

**સોજીત્રા**—શેઠ ભગવાનદાસ ઝવેરદાસ જણાવે છે કે અત્રે ( નવા થયેલા ! ) ભટ્ટારક સુરેંદ્રકીર્તિજીએ ચાતુર્માસ કરેલો હોવાથી પર્યુષણ પર્વ ઘણા ઉત્સાહથી ઉજવાયો હતો. રોજ વ્યાખ્યાન થતું હતું, જેમાં સારી સંખ્યા હાજર રહેતી હતી. શ્રી મુનિસુવ્રતનાથના પંચકલ્યાણકની લીલા ઉજવવામાં આવી હતી, તેમાં સમોસરણની રચના થઇ હતી તથા ત્રણ કલ્યાણક, શેઠ સુરચંદ બહેચરદાસ તરફથી ઉજવાઇ પાખી જમાડવામાં આવી હતી અને દીક્ષા કલ્યાણક હાથીજણવાળા શેઠ નાગરદાસ તરફથી અને મોક્ષકલ્યાણક પંચ તરફથી ઉજવાયાં હતાં અને પ્રભાવનાઓ થઇ હતી. ઉપદેશની અસરથી કેટલાક શીલવ્રત અને રાત્રિભોજન ત્યાગની પ્રતિજ્ઞા લીધી હતી. આ પ્રસંગે પ્રાંતિક સભાના ઉપદેશક **પં. પીતામ્બરદાસજી** પધારેલા હતા, તેથી તેમનાં ઉત્તમ ભાષણો થયાં હતાં. કર્મદહન અને ચોવીસ જીનપૂજનના સાથીઆઓ પણ ભરાયા હતા. શેઠ નરસીદાસ ગંગાદાસ ( ઇસણાવ ) તરફથી દશલક્ષણ-સોળકારણ-પુષ્પાંજલી વ્રતો કરનારને, તથા પાઠશાળાના વિદ્યાર્થીઓને **શ્રીફળો** વેંચવામાં આવ્યાં હતાં. વળી લખતાં આનંદ થાય છે કે અત્રે કેટલાક સમયથી **બંધ પડેલી પાઠશાળા** ભાદરવા સુદ ૨ ને દીને શેઠ **નરસીદાસ** તરફથી પંચના એકત્ર મતથી **પાછી શરૂ** કરવામાં આવી છે, જેમાં ૩૨ વિદ્યાર્થીઓ છે. પાઠશાળાના ફંડમાં કેટલીક રકમો ભરાઇ હતી તથા અમોએ એક **ઘડીઆળ** ભેટ આપ્યું છે. વદ ૧ને દીને ભટ્ટારકજીએ ઉત્તમક્ષમા યાચવા સંબંધી વિવેચનો કર્યાં હતાં. એકંદરે આ વર્ષે અત્રે પર્યુષણ પર્વ ઘણા ઉત્સાહ અને ઉમંગથી ઉજવાયો હતો.

**વલસંગ**—શા. વાલચંદ ગુલાબચંદ લખે છે કે અત્રે પર્યુષણ પર્વ સારી રીતે ઉજવાયો હતો. રોજ શાસ્ત્રસભા તથા સુદ ૧૦ થી ૧૫ સુધી જાહેરસભાઓ થઇ હતી જેમાં ઉત્તમક્ષમા, પાંચ અણુવ્રત, સમ્યક્ત્વ વગેરે વિષયો ઉપર વ્યાખ્યાન થયાં હતાં તેમાં ૬૦–૭૦ લિંગાયતો પણ હાજર રહેતા હતા, તેમને કાનડી ભાષામાં સમજાવવામાં આવતું હતું. અત્રે શાસ્ત્રોની જરૂર હોવાથી શાસ્ત્રો માટે રૂ. ૧૦૩) ની ટીપ થઇ છે, જેમાં રૂ. ૨૫) અમોલખ પદમશી, રૂ. ૨૧) રાયચંદ લીલાચંદે તથા બીજાઓએ પણ રકમો ભરી છે. વદ ૧ ને દીને જલયાત્રાનો વરઘોડો ધામધૂમથી નીકળ્યો હતો.

**પરતાબગઢ**—શા. અમરતલાલ ગુલાબચંદ જણાવે છે કે અત્રે પર્યુષણ પર્વ સારી

